# જરથોશ્તી દીની સાલ.

ખરા જરથોશ્તી રોજ માહનાં સવાલની Astrology
જ્યોતીષ શાસ્ત્ર, ઇજીપતની the Great Pyramid
પીરામીડની mysteries ગુપ્ત ભેદો, અને હાલનાં
જમાનાંનાં science વીદયાની મદદથી લીધેલી
સાયંતીફીક તપાસ.

જરથોશત અને જામાસ્પે પોતે હયરત ભરેલી રીતે
ગોઠવેલું દીની સાલનું કૅલેન્ડર.

જમશેદ પાદશાહનો "વર" યાને ગુફા અને ઇજીપતની
પીરામીડ સાથે સરખામણી.

વંદીદાદની બીજી પરગરદમાં આવેલું હયરત ભરેલું
સાયનતીફીક જ્ઞાન.

જશનો અને ગાહનબારોની ખરી આતેની ફીલસુફી
અને હાલનાં જમાનાંમાં થતા હસવા જેવા
ફારસીકલ જશનો સાથે સરખામણી.

—:o—

લખનાર:—
રૂસ્તમ નાનાભાઈ મનજીભાઇ બનાજી.
(અગાઉ નીકળતા "પારસી અવાજ" અઠવાદીક અને માસીક
ચોપાનયાનાં અધીપતી અને માલીક.)

—:o:—

જુલાઈ ૧૯૨૭.

બનાજી લેન, કોટ, મુંબઇ.

# જરથોશ્તી દીની સાલ.

ખરા જરથોશ્તી રોજ માહનાં સવાલની Astrology જ્યોતીષ શાસ્ત્ર, ઇજીપતની the Great Pyramid પીરામીદની mysteries ગુપ્ત ભેદો, અને હાલનાં જમાનાંનાં science વીદયાની મદદથી લીધેલી સાયંતીફીક તપાસ.

જરથોશ્ત અને જામાસ્પે પોતે હયરત ભરેલી રીતે ગોઠવેલું દીની સાલનું કૅલૅન્ડર.

જમશેદ પાદશાહનો "વર" યાને ગુફા અને ઇજીપતની પીરામીદ સાથે સરખામણી.

વંદીદાદની બીજી પરગરદમાં આવેલું હયરત ભરેલું સાયનતીફીક જ્ઞાન.

જશનો અને ગાહનબારોની ખરી બાતેની ફીલસુફી અને હાલનાં જમાનાંમાં થતા હસવા જેવા ફારસીકલ જશનો સાથે સરખામણી.

—:o:—

લખનાર:—

રૂસ્તમ નાનાભાઈ ધનજીભાઇ બનાજી.

(અગાઉ નીકળતા "પારસી અવાજ" અઠવાદીક અને માસીક ચોપાનયાનાં અધીપતી અને માલેક.)

—:o:—

જુલાઈ ૧૯૨૭.

બનાજી લેન, ફોટ, મુંબઇ.

# DEDICATION

## અર્પણ પત્રીકા.

જરથોશતી દીનનાં સાહીત્ય, તવારીખ, ફીલસુફી અને
ભાષાઓનાં છેલ્લા ૩૭ વરસનાં ઘણાં અંગત
ભોગે એકાંતવાસમાં કીધેલા રાત અને દીવ-
સનાં ચાલુ સખ્ત અભ્યાસનાં ફળ
દાખલ આ મારી પેહલી
નાનકડી કેતાબ

**જરથોશત**

**અને**

**જામાસ્પ**

**ની**

**અશો યાદમાં**

જરથોશતી કોમને નઝર કરૂં છું.

# સાંકળ્યું.

પાનું.

પાનું

# દીબાચો.

—:o:—

મી૦ દીનશાહ ઇરાની સોલીસીટરે ફસલી સાલનાં સવાલ બાબદ આલમાઓ અને સ્કૉલરોનાં મતો મંગાવી "જામે જમશેદ" માં ગયે વરસે છપાવ્યાં હતાં તે વખતે આ ચરચામાં ભાગ લેવાનું પુનાંનાં મારા એકાંતવાસમાં મને દરૂસ્ત લાગું હતું નહીં, પણ ગયા સપટેમબરમાં પુનાં ખાતે મી૦ દીનશાહ સાથની મારી મોલાકાતનાં પરીણામમાં મને એ બાબદ કાંઇક લખવાની ઉલટ થઇ કેમજે આ સવાલનો ઘણાં વરસો સુધી એકાંતવાસમાં મેં ઘણો ઉંડો અભ્યાસ કીધો હતો, અને તે અભ્યાસનું પરીણામ મારા આગળ નીકળતા "પારસી અવાજ" પેપરમાં બાહર પાડવાનો મેં વીચાર કીધો હતો પણ તે ઉમેદ તકદીરને લીધે પાર પડી હતી નહીં. તેથી મેં ખીઆલ કીધો કે મી૦ દીનશાહ ઉપર એ બાબદ લખી મોકલવી કે જેવણની મારફતે તે "જામે જમશેદ" માં છપાય અને જરથોસ્તી કોમને એ સવાલ ઉપર કાંઇક નવું જાણવાનું મલે. પણ જ્યારે એ બાબદ મેં લંબાણથી અને ઘણાં અભ્યાસ પછી મી૦ દીનશાહ ઉપર લખી મોકલી તે વખતે "જામે જમશેદ" એ ચરચા બાબદ બીજાં મતો લેવાનું બંધ કીધેલું હોવાથી, તે પેપરમાં આવી શકી નહીં. પણ મી૦ દીનશાહ અને અવસ્તા પેહલવીનાં એકાદ બે સ્કૉલરોનાં વાંચવામાં આ બાબદ આવવાથી તેઓએ છપાવા લાયક ધારીને મને તે ચોપાન્યાંનાં આકારમાં બાહર પાડવાની ઘણી ભલામણ કીધાથી, તે છપાવવાનું મેં દરોસ્ત જોયું છે. પણ તે ભલા ખએરખાહોની ભલામણ કરતાંબી વધારે જે બીજી એક બીનાએ આ બાબદ બાહર પાડવાનું મારાં મગજને ઉશકેરયું છે તે બીના એ છે કે ફસલી સાલની વીરૂધ કેટલાક લખનારાઓએ જે અજ્ઞાનપણું બતાવ્યું છે અને તે વીરૂધતા બતાવવામાં આપણી કોમનાં કેટલાક બાહોશ માણસો અને કેટલાક દસ્તુરો વટીક, કે જેઓની ફરજ આપણાં ધર્મનો બારીક ઉંડો અભ્યાસ કરવાની છે, તેઓ વટીક સામેલ થયલા જોઇને મારા મગજનો કીડો ચવરી આવવાથી આ લખાણ બાહર પાડવાની જરથોસ્તી ધર્મનાં અભ્યાસી તરીકે મારી ફરજ

સમજી છે. ફસલી સાલનાં સવાલની વીરૂધનાં લશકરનાં સપેહસાલાર થીઑસોફીસ્ત અને સોલીસીટર મી૦ ફરેદુન દાદાચાનજીએ ગયા જુલઈ કે આગસ્ટ મહીનાંમાં "કયસરે હીન્દ" પેપરમાં એવી મતળબનું કાંઇ લખાણુ લખેલું મને યાદ છે કે ફસલી સાલનાં હીમાયતી સ્કૉલરો જેવા કે મી૦ બેહરામગોર અંકલેશરીઆ અને બીજાઓ એકની એક જુની દલીલો રજુ કરે છે અને તેઓ પાસે આજે વરસો થયાં કાંઇ પણ નવી પૉઇંટ નથી કે જેથી તેઓ ફસલી સાલની ગણુત્રી સાબેત કરી શકે, એવી મી૦ દાદાચાનજીએ ચેલૅન્જ ફેંકી હતી. આ લખાણુ વાંચીને મેં ખીઆલ કીધો કે પેહલવીના સૌથી અથંગ સ્કૉલર મી૦ બેહરામગોર, જેઓ પેહલવીનાં સત્તાદાર ફકરાઓ ટાંકીને ફસલી સાલ પુરવાર કરવાની તારીફ લાયક કોશેષ કરે છે તેઓની પણુ દલીલો, સાહદતો અને તરજુમાઓ મી૦ દાદાચાનજીની ખાતરમાં નથી અને એવણુ સાહેબે કાંઇ નવી દલીલો અને સાહદતો બતાવવાની ચૅલૅન્જ ફેંકી છે તો પુનાંનાં મારા ઘેરમાં આવેલી મારી ખાનગી લાયબ્રેરીમાંથી ઘણીએક કેતાબો ઉથલાવીને નવી દલીલો અને સાહદતો બતાવવાની ફસલી સાલની વીરૂધવાલાઓની ચૅલૅન્જ મેં ઉપાડી લીધી છે. અને તે મારી કોશેષમાં હું કેટલો ફાવ્યો છું તેનો તોળ કરવાનું આ આખું ચોપાન્યું વાંચ્યા પછી ગ્નાની કે સમજુ વાંચનારની મુનસફી ઉપર છોડું છું. મેં ખાસ કરીને આ ચોપાન્યામાં અવસ્તા પેહલવીનાં સઘળા ફકરા લીધા નથી, કેમજે તે ફકરાઓ મી૦ બેહરામગોર અંકલેશરીઆ અને મી૦ હોડીવાલા જેવા ચુનંદા સ્કૉલરોએ "જામે જમશેદ" માં આપ્યા છે, અને પાછળથી તે ફકરાઓ ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસનાં માલેક મી૦ હોશંગ અંકલેશરીઆએ ચોપાન્યાંનાં આકારમાં છપાવેલા છે. પણુ મેં આ ફસલી સાલની તપાસ નવીજ રોશણીમાં લીધી છે, અને તેમાં મેં ખાસ કરીને જયોતીષ શાસ્ત્ર Astrology અને ઇજીપતની પીરામીદની mysteries છુપા ભેદોની મદદથી સમજાવવાની કોશેષ કીધી છે. ઇજીપતની પીરામીદનાં બાંધકામને આપણી ફસલી સાલની ગણુત્રી સાથે ઘણોજ નજદીકનો સંબંધ છે. મારી ઘણી ખાહેશ છતાં એ બાબદ ઘણાં ઉંડાણુથી આ ચોપાન્યામાં લીધી નથી કેમજે એ ઘણીજ બીકત બાબદ છે અને તે સમજવી મુશકેલ છે, અને તે લંબાણુથી સમજાવતાં આ ચોપાન્યા જેવા દસ ચોપાન્યાં થાય તોપણુ પુરેપુરો ઇનસાફ એ બાબદને મલે નહીં. તેથી ઘણી બાબદો મેં ફક્ત

ઉપર ટપકેથી ટુંકમાં લખી છે. આ ફક્ત outline છે. પણ જો આ ટુંક તપાસ જરથોશતીઓની પસંદગી પામશે તો કદાચ ભવીષમાં લંબાણથી અને ઉંડાણથી લખવાની મને લાલચ થશે. બાકી હાલમાં તો મને દર છે કે આ ચોપાન્યામાં આવેલા કેટલાક ટુંક ઇસારાઓ પણ પારસીઓને ચમકાવી નાંખશે, અને આટલું પણ કોમને જરપત થશે નહીં. ઘણીએક નવી તકરારો જનમ પામશે અને ઘણી બાજુએથી મારી ઉપર હુમલાઓ થશે, પણ તે સઘળાઓને જવાબ આપવા માટે હું તૈયાર તતણખાર હાથમાં ઢાલ શમશેર લઇને બેઠો છું. જેઓ ગ્નાની સમજુ હશે તેઓ એમાં ઘણું નવું જોશે અને જરથોસ્ત અને જામાસ્પે કેવા હેરત ભરેલા ગ્નાનની મદદથી આપણાં જરથોશ્તી રોજ માહ ગોઠવી આપેલા હતા, અને આપણી કેતાબો નાશ પામેલી હોવા છતાં જે થોડું બચી રહેલું છે તેમાં પણ આ જમાનાની સાયંસ કેવી હેરત ભરેલી સમજાવેલી છે, તે જેઓ આપણા ધરમનો ઘણો બારીકીથી અને ઉંડાણથી અભ્યાસ કરશે તેઓનેજ નજર આવશે. વંદીદાદની બીજી પરગરદમાં કેટલું હેરત ભરેલું સાયન્ટીફીક ગ્નાન સમાયલું છે તે ટુંકમાં બતાવવાની મેં કોશેશ કીધી છે કેમજે એ પરગરદને આપણી ફસલી સાલની ગણત્રી સાથે અને ઇજીપતની પીરામીદનાં બાંધકામની ગણત્રી સાથે ઘણોજ નજદીકનો સંબંધ છે. તે ઉપરાંત Precession of the Equinoxes નો કાયદો વંદીદાદની એ પરગરદનો ઘણોજ બાહોશ મહાન લખનાર ઘણી સારી રીતે અને બારીકીથી જાણતો હતો તે ટુંકમાં બતાવ્યું છે. વલી જમશેદનાં "વર" સાથે ઇજીપતની પીરામીદની સરખામણીનો ટુંકમાં ઇસારો કીધો છે તે ઉપરાંત જશનો અને ગાહાનબારોની ખરી બાતેની ફીલસુફી બતાવવામાં આવી છે, અને તેની સાથે હાલમાં થતા હસવા જેવા ફારસીકલ જશનોની સરખામણી કરવામાં આવી છે. વળી કબ્રસ્તાનોમાં થતાં જશનોની ભયંકર ખાનાખરાબી બતાવી છે, અને તેવા જશનોમાં ફરેસ્તાઓ કે અશો ફરોહરો કે અશો રવાનો આવવાને બદલે દેવો યાને evil spirits હાજર થાય છે તેનો ઇસારો કીધો છે. તે ઉપરાંત એક જરથોશ્તીનાં અને ખાસ કરીને મોબેદનાં આખા પોષાકને જ્યોતીષ શાસ્રમાં જણાવેલી બાર રાસીઓ સાથે કેટલો બારીક સંબંધ છે તે ટુંકમાં બતાવેલું છે. ફસલી સાલની વીરૂધ્ધ લખનારાંઓને હું એટલીજ સલાહ આપું છું કે પેહલાં આ ફસલી સાલની બાબદનો

દીની સાહીત્ય, ભાષાઓ, તવારીખ, ફીલસુફી, જ્યોતીષ શાસ્ત્ર, ઇજીપતની પીરામીદનાં બાંધકામનાં માપની ગણત્રી, અને આજનાં જમાનાંની ઘણી સાયંસોની મદદથી અભ્યાસ કરો અને પછીજ વીરૂધ્ધ લખવા બાહર પડો. આ ચોપાન્યામાં મેં ફસલીની વીરૂધ્ધવાલાઓ સામે criticisms ટીકા કીધા છે, તે ટીકા જે ભલા ખેરખાહો જેઓએ આ ચોપાન્યું છપાવવાની ઘણીજ મજબુતીથી મને ભલામણ કીધી હતી, તેઓએ એ ટીકા લખાણુમાંથી કાઢી નાંખવાને મને ઘણું સમજાવ્યું હતું પણ તે ખએરખાહોની સલાહ નહીં માનીને મેં ટીકાઓ એમનાં એમજ રેહવા દીધા છે. સબબ કે મારૂં પોતાનું અંગત મત એવું છે કે જેઓ ધર્મનો પુરો અભ્યાસ નહીં કરે અને અધુરો અભ્યાસ કરીને અજ્ઞાન પારસીઓને નાક પકડીને દોરવવાની કોશેષ કરે અને ફસલી સાલનાં હીમાયતીઓ જેઓ કોમમાં આ હીલચાલ દાખલ કરવાની પ્રમાણીક કોશેષ કરે છે તેઓને તોડી પાડવા જેમ ગમે તેમ સખત ટીકા કરે અને કોમનું મન દામાડોળ કરે તો તેઓને જવાબ આપવા માટે અને કોમ ખોટે રસ્તે દોરવાય નહીં તે માટે તેઓ સામે પુરી દલીલો અને scholarly criticism થવુંજ જોઇએ અને તેઓ પોતાનાં અજ્ઞાનપણુંથી જે કાંઇ બાબદો લખે તેને પુરેપુરો જવાબ આપવોજ જોઇએ, પછી તે જવાબ આપતાં સખત ટીકા થાય તો તેનો શું મુજાકો છે? યુરોપ અમેરીકામાં ભલા ભલા વીદ્વાનો અને લખનારાઓ સામે એના કરતાં પણ વધારે સખત criticisms ટીકા થાય છે. આ મારા ચોપાન્યામાં ફક્ત fair healthy criticism છે અને કોઇનો પણ સામે કાંઇબી કપટ કીનાથી લખ્યું નથી, તેની એટલીજ સાબેતી કે જેઓની સામે લખ્યું છે તેઓની સાથે અંગત સંબંધમાં હું આવ્યો નથી. પણ જેઓ તકરારના મેદાનમાં જાહેરમાં કુદી પડવાની હીંમત કરે તેઓએ પોતાની પીથ પોહળી રાખવી જોઇએ. ટીકાઓ કરવાથીજ કોમને ખરૂં ખોટું જાણવાનું મલે, અને સાચો એલમ બાહેર આવે.

આ આખાં ચોપાન્યાનું હાંસલે મતળબ ટુંકમાં એટલુંજ બતાવા માંગું છું કે પારસીઓનો ખરો રોજ માહ ફસલી કૅલૅન્દર પ્રમાણે ફરવરદીન મહીનો પેહલો જમશેદી નવરોજથી શરૂ થવો જોઇએ અને દર ચાર વરસે એક દાહડો ઉમેરાવો જોઇએ. હું પોતે તો એ રોજ

બાદ આજ લગભગ ૩૦ વરસ થયાં પાળું છું, કેમજે ઘણી નાની ઉંમરે આ અભ્યાસ મેં શરૂ કીધો હતો, અને તે વખતથીજ મારૂં મત છે કે ફરવરદીન મહીનોજ પેહલો, અને દએ મહીનો પેહલો નહીં ગણાય. તે વખતે મારો શરૂઆતનો અભ્યાસ હતો અને તે કાચો અભ્યાસ આટલી લાંબી મુદત પછી પાકો થતાં પણ મારૂં તે વખતનું છોકરવણ મત ફેરવાયું નથી, અને હું મારાં અંતકરણથી ખુશી છું કે આ ચોપાન્યામાં ઘણી scholarly દલીલોથી તે મારૂં છોકરવણ ઉમરથી બાંધેલું મત આજે મોટી ઉમરે પુરવાર કરી આપવાને મારા અભ્યાસનાં બળથી શકતીવાન થયો છું; અને જો આ મારૂં ચોપાન્યું આખું વાંચ્યા પછી થોડા પણ જરથોસ્તીઓ ફસલી સાલ તરફ દોરવાશે અને આસ્તે આસ્તે આખી કોમમાં એ ફેરફાર દાખલ થશે તો હું મારા આખી જીંદગીનાં ઘણીજ સખત મહેનત અને મુશ્કેલીથી ઘણાં ભોગો આપીને કીધેલા અભ્યાસનું ફળ પુરેપુરૂં મળવાનો સંતોષ લઇશ.

આ ચોપાન્યાંની કાંઇપણ કીંમત રાખવાનો પેહલા મારો વીચાર હતો નહીં. પણ જ્યારે પ્યારની હલકી હવસી વાર્તાઓનાં ચીથરાંઓની મોટી કીંમત પારસીઓ ખુશીથી આપે અને ધર્મ અને એલમની ચોપડીઓ માટે પારસીઓ થોડી કીંમત પણ નહીં આપે તે વાજબી નહીં કેહવાય તેથી આ ચોપાન્યાંની નજીવી કીંમત ફકત ચાર આના રાખી છે, જે કોઇ અભણ વાંચનાર પણ જોઇ શકશે કે એમાં કમાણીની નેમ રાખવામાં આવી નથી.

આગલા "પારસી અવાજ" ચોપાન્યાંનાં સઘળા ઘરાકોને નકલ મફત મલશે.

રૂસ્તમ નાનાભઇ ધનજીભઇ બનાજી.

મુંબઇ, તા૦ ૧ લી જુન ૧૯૨૭.



# ખરા જરથોશ્તી રોજ માહ.

કૅમ્પ પુના તા૦ ૩૦ મી સપટેમ્બર ૧૯૨૬.

શેઠ દીનશાહજી ઈરાની સોલીસીટર જોગ :-

વાહલા ભાઈજી,

જત, ગયે અઠવાડીએ તમો ભાઇએ મારી અંગત મુલાકાત પુનામાં લીધી હતી, તે વખતે તમો ભાઇએ ખાહેશ દર્શાવી હતી કે ફ્રસલી સાલની બાબદ ઉપર બીજા અભ્યાસીઓની માફક મારે પણ મારા વિચારો જણાવવા તે મુજબ મારા વિચારો નિચે પ્રમાણે જણાવું છું. પેહલા હું ટુંકામાં સાર જણાવીશ અને પછી તેની ઉપર લંબાણ સરેહ, તવારીખ, દીની સાહીત્ય અને સાયંસની નજરે આપીશ.

લા૦ દોઆગો,

રૂસ્તમ. ના. ધ. બનાજી.

કૅમ્પ પુના.

——:o:——

૧. પારસીઓએ કબીસો કરવાની ઘણીજ જરૂર છે. કબીસો કરવાથી કાંઇ ગુનાહ થતો નથી, પણ ઉલટું કબીસો નહીં કરવાથી ભારી અજીમ ગુનાહ થાય છે અને સઘળી ક્રીયાકામો રદબાતલ થાય છે અને તેની પછવાડે ખરચેલા તમામ પૈસા પાણીમાં જાય છે.

૨. કબીસો દર ચાર વરસેજ એક દીવસ ઉમેરીને થવો જોઇએ, નહીં કે ૧૨૦ વરસે ૧ મહીનો ઉમેરીને. ૧૨૦ વરસે કરવાથી પણ સઘળી ક્રીયા રદબાતલ થાય છે, તે કેવી રીતે તે આગળ ચાલતાં સમજાવીશ.

૩. વરસનો પેહલો મહીનો ફ્રરવરદીનજ ગણાવો જોઇએ અને નહીં કે દએ, કે જેને દાદાર હોરમજદનો પેહલો મહીનો sentimental ખીઆલથી કેટલાક સ્કોલરો ગણવાની ભુલ કરે છે. પેહલો ફ્રરવરદીન કાંય અને સાતમો મેહર કાંય તે આગળ ચાલતાં સમજાશે.

૪. વરસની શરૂઆત જમશેદી નવરોજથી શરૂ થવી જોઇએ, અને તે દીવસ જ્યારે Vernal Equinox ઉપર દાહડો અને રાત સરખા થાય અને સુરજ Aries ની sign ની પેહલી દીમરીમાં દાખલ થાય પછીજ શરૂ થવો જોઇએ, અને નહીં કે ૨૧ મી માર્ચેજ, કે જેમ લગભગ દરેક સ્કૉલરોએ પોતાનાં અભીપ્રાયમાં ભુલથી જણાવેલું છે. કોઇ વરસે ૨૨ મી માર્ચે પણ શરૂ થાય. દાખલા તરીકે ૧૯૨૩ માં સઘળા દસ્તુરોએ ૨૧ મી માર્ચે જમશેદી નવરોજનું જશન કીધું જે ૨૨ મી માર્ચે થવું હતું. ૧૯૨૭ માં પણ તેજ ગંભીર ભુલ દસ્તુરો કરશે.* એ હું લંબાણુથી પછી સમજાવીશ. કબીસો Leap year ની એક વરસ આગળ કરવો જોઇએ, દાખલા તરીકે ૧૯૨૮ માં નહીં પણ ૧૯૨૭ માં, તોજ ગણત્રી બરાબર આવશે, તે આગળ ચાલતાં સમજાશે.

૫. કબીસાનો દાહડો કેટલાકો કેહછે તેમ પાંચ ગાથા પછી ઉમેરાવો નહીં જોઇએ. જરથોસ્તનાં પાંચ ગાથાની ઉપર ૬ થો ગાથા બનાવવાની કોઇને સત્તા નથી. તે પેગમબર સાહેબનાં હોકમની બર ખેલાફ છે. પંજે મેહ અને પંજે કેહ એ દસ દીવસમાં અગીઆરમો દીવસ ઘુસારી દેવાનો કોઇને બીલકુલજ હક નથી. એ કબીસાનો દીવસ છેલ્લા સ્પંદારમદ મહીનાંનાં ખોરદાદ રોજ પછી અવરદાદસાલ ગાહ તરીકે ઉમેરવો જોઇએ કે જે દીવસની આપણાંમાં જુદી ક્ષનુમન છે, અને વળી અવસ્તામાં ખોરદાદને ફસલ બર વકત લાવવાનાં કામ ઉપર મુવક્કલ સરદાર ગણેલો છે.

૬. અવસ્તા પેહલવી કેતાબો ઉપરથી માલમ પડે છે કે કબીસો કરવાનું ફરમાન છે અને કબીસો આગળ ઇરાનમાં થતો હતો.

૭. તવારીખ.

હવે કેવી રીતે આગળ ઇરાનમાં કબીસો થતો હતો અથવા કેવી રીતે જરથોસ્તનાં વખતમાં થતો હોવો જોઇએ અને જરથોસ્ત અને તેનાં ચેલાઓએ કેવી રીતે ફરમાન આપેલું હોવું જોઇએ તેની તવારીખ હું પેહલાં લંબાણુથી જણાવીશ. ત્યાર પછી ધર્મ અને સાયંસની નજરે કબીસો કરવો એ હું કબીસાનાં વીરૂધીઓને પુરવાર કરી આપીશ.

---

* આ લખાણ ૧૯૨૬ નાં સપટેમબરમાં લખ્યું હતું.

હવે તવારીખ ઉપર આવતાં આપણું રાજ ગયું તેની અગાઉના સાસાન્યન જમાનાંની, તેની અગાઉનાં પારથીઅન જમાનાંની, તેની અગાઉનાં હખામનીઅન જમાનાંની, તેની અગાઉનાં જરથોસ્તનાં જમાનાંની અને તેની અગાઉનાં કહેવાતા કયાનીઅન અને પીશદાદીઅન જમાનાની તપાશ લેશું. હું મીદીઅન જમાનો છોડી દઇશ કેમજે તેની તવારીખ સતાદાર નથી, તેમજ કયાનીઅન જમાનો છોડી દઇશ કમજે તે legendary છે. તેજ પ્રમાણે પીશદાદીઅન જમાનો છે. પણ પીશદાદીઅન જમાંનાના જમશેદનાં વખતમાં પહેલવેહલો કબીસો થયો હતો એમ ફીરદોસી ઉપરથી જણાય છે, અને જો કે ફીરદોસીને પણ તવારીખી સાહદત હું ગણું નહીં તોપણ તેને લગતા બેત અહીં ટાંકી દેખાડીશ, કેમજે ફીરદોસીને તે બાબદ બાસતાન નામાં ઉપરથી મલી હોય યા જે મોબેદો અને દેહકાનો પાસથી તેને એ વીગત મેળવેલી તે ઉપરથી એવું માલમ પડે છે કે તે કેતાબમાં યા મોબેદોમાં ફરવરદીન મહીનો હોરમજદ રોજ જમશેદી નવરોજને દીને શરૂ થાય એ જ્ઞાન હોવુંજ જોઇએ :—

બ જમશીદ બર ગોહર અફશાન્દંદ
મરાન રૂઝરા રૂઝે નવ ખાન્દંદ
સરે સાલે નવ હોરમઝો ફર્વદીન
બર ઑસુદેહ અઝ રંજે તન દેલ ઝ કીન
બ નવરૂઝે નવ શાહે ગીતીફરૂઝ
બર ઑન તખ્ત બેનેશસ્ત ફીરૂઝ રૂઝ
બોઝોર્ગાંન બે શાદી બયારાસ્તંદ
મયો રૂદો રામેશગરાન ખાસ્તંદ
ચુનીન જશ્ને ફરરોખ અઝાન રૂઝગાર
બે મૉન્દેહ અઝાન ખોસ્રવાન યાદગાર
"તેઓએ જમશીદ ઉપર ગોહરોનો નેસાર કીધો
તે રોજને નવરોઝ કરીને બોલાવ્યો

નવાં સાલની શરૂઆત હોરમઝદ (રોજ) ફરવરદીન (મહીનો) ગણ્યો
(તે દીવસ) તનની રંજથી આસુદા થયા દેલ કીનાથી (દુર રાખ્યું)

નવા નવરોઝે જેહાન ફતેહ કરનાર શાહ
તે ફતેહમંદી ભરેલા તખ્ત ઉપર બેઠો

"ઓઝોર્ગ લોકોએ ખુશાલીથી (મીજલસ) આરાસ્તે કીધી
શરાબ વાજીંત્રો અને ગાનારીઓ બોલાવી
આવું ફરરોખ જશન તે વખતથી અને તે પાદશાહથી યાદગાર
રહેલું છે."

ઉપલી બેતો ઉપરથી એવું માલમ પડે છે કે જમશેદી નવરોજનું જશન ચાલુ કરનાર અને તે દીવસથી ફરવરદીન મહીનો હોરમજ રોજ શરૂ કરનાર પેહલવેહલો જમશેદ પાદશાહ હતો, જેનાં નામ ઉપરથી જમશેદી નવરોજ, ઇરાન અને હીંદુસ્થાનમાં હજીબી ચાલુ છે. પણ તે પીશદાદીઅન જમાંનાંનો ખરી તવારીખ આપણુને મલતી નથી, જો કે અલબીરૂની કહે છે કે તેઓ ૬ વરસે એક મહીનો ઉમેરીને કબીસો કરતા હતા. ત્યાર પછી કયાનીઅન જમાનાંની પણ આપણી પાસે કાંઇપણ તવારીખ નથી. ત્યાર પછીનાં મીદીઅન જમાનાંની પણ તવારીખ કંઇ પણ સત્તાદાર નથી. કેહવાતા કયાનીઅન જમાનાંને મીદીઅન અને હખામનીઅન જમાનાં સાથે ભેળી નાંખેલો છે. ખરી authentic history પારસીઓનાં હખામનીઅન વંશથી શરૂ થાય છે. હખામનીઅન પાદશાહોની ખીલારોકી ભાષાની તખતીઓ કરતા બીજી કોઇ વધારે સત્તાદાર સાહદત કેહવાઇ શકાય નહીં. દારાયસ હીસ્તાસ્પીસ પાદશાહની તખતીઓ ઉપરથી ખુલ્લું માલુમ પડે છે કે હખામનીઅન પાદશાહોએ જરથોસ્તી રોજ માહ ચાલુ કીધા હતા નહીં. મહીનાંઓનાં નામો જે તખતીઓમાં આવેલાં છે તે જરથોસ્તી મહીનાંથી બીલકુલ જુદા છે, અને વધારે એવું માલમ પડે છે કે તેઓમાં solar year નહીં હતું પણ luni-solar લ્યુની–સોલર વરસ પલાતું હતું, તે એ ઉપરથી સાબેત થાય છે કે તખતીઓમાં "અનામક" નાંમનો મહીનો આવેલો છે. "અનામક" શબ્દનો અરથ "નામ વગરનો" થાય છે. હવે એ "અનામક" શબ્દ તખતીઓમાં ત્રણ જુદા જુદા વખતે વપરાય છે. બધી મલીને ૧૯ લડાઇઓ દારાયસ લડયો હતો. એ લડતાં આસરે દસ વરસ થયાં હશે અને તેટલા અરસામાં "અનામક" મહીનો ત્રણ વખત આવવાથી આપણે ઘણી સેહળાઇથી અટકલ કરી શકયે કે ત્રણ વખત તે મહીનો કબીસો કરવામાં વપડાયો તે ઉપરથી દર ત્રણ વરસે ચંદ્રની ચાલ મુજબ એક મહીનો અધીક માસ તરીકે ઉમેરીને કબીસો કરતા હશે. પણ આપણુને એક વાત ધ્યાનમાં રાખવાની છે કે દરાયસ પાદશાહે કે તેનાં છોકરા ઝરક્ષીસે

જરથોશ્તી ધર્મ તેની બારીક હાલતમાં કબુલ કીધો હતો નહીં, જો કે તેઓ માઝદયસનો હતા અને એક અહુરમઝદને માનતા હતા, પણ મગવોનો ધર્મ પાળતા હતા નહીં. ઉલટું તેઓ મગવોની ઘણા વીરૂધ હતા એવું તવારીખ ઉપરથી જણાય છે. પણ બનવાજોગ છે કે તેનાં વખતનાં મગવો કે જેઓ જરથોશ્તી ધર્મ પાળતા હતા તેઓ સુરજની ચાલ મુજબ ચાર વરસે એક દીવસ ઉમેરીને કબીસો કરતા હોવાજ જોઇએ. જરથોશ્તી ધર્મ એક State Religion પાદશાહતનાં ધર્મ તરીકે સાસાન્યન વખત સિવાય કદી થયો હતો નહી. ખુદ ગુસ્તાસ્પ પાદશાહ જેનાં વખતમાં જરથોશ્ત ધર્મ લાવ્યો તે એક નાના મુલકનો પાદશાહ હતો, પણ આખી ઇરાની શાહાનશાહતનો પાદશાહ હતો નહીં, જેમ હખામનીઅન પાદશાહો હતા. જરથોશ્તી ધર્મ શરૂઆતમાં આખા ઇરાનમાં ફેલાયો હતો નહીં. હખામનીઅન વંશના છેલ્લા પાદશાહ દારાયસ કોદોમનસે આપણા ધર્મની કેતાબો અને દીન માટે ઘણી કાળજી બતાવી હતી, અને જો તે સીકંદરને હાથે નહી શીકસ્ત પામતે તો તે પાદશાહ અસલ જરથોશ્તી ધર્મ આખા ઇરાન ઉપરાંત યુરોપમાં ફેલાવતે. પણ એટલું તો ખરૂં છે કે જરથોશ્તી ધર્મની એક શાખા Mithraism મીથ્રઇઝમ નામનો ધર્મ તે વખતે આખા યુરોપમાં ગ્રીસ, રોમ, ફ્રાન્સ, ઇંગ્લંદ અને આયર્લેન્ડ વતીકમાં ફેલાયો હતો. પછી પારથીઅન વંશમાં ફકત એકજ પાદશાહ વલખ્શ Vologeses નામનો જરથોશ્તી ધર્મ ઉપર ઘણો ફીદા હતો, પણ બીજા પારથીઅન પાદશાહો જરથોશ્તી ધર્મ ખાસ પાળતા હતા નહીં, જો કે તે વખતે મગવો અથવા માજીઓનો ભારે લાગવગ પારલામેંતમાં* હતો. પારથીઅન લોકોનાં વખતમાં કબીસો કેવી રીતે થતો હતો તે તવારીખમાં જણાયલું નથી, પણ બનવાજોગ છે કે તે વખતનાં મગવો કબીસો કરતા હોવાજ જોઇએ.

ત્યાર પછી સાસાન્યન વંશનાં સ્થાપનાર અરદશીર જે પોતે મગવ ટોળાનો હતો તેને જરથોશ્તી ધર્મ state religion તરીકે આખા

---

* આ "પારલામેંત" બોલ કાંઇ છપકામાં અંહીઆ લખ્યો નથી. પારથીઅન લોકોની પારલામેંત રોમનોની Senate સેનેત અને હાલની બ્રીતીશ પારલામેંત કરતાં પણ મોટી અને બળવાન હતી, અને જે વખતે બ્રીતીશો જંગલી હાલતમાં હતા તે વખતે ઈરાનની આ પારથીઅન પારલામેંત એટલી તો સત્તા ધરાવતી હતી કે રાજાને પણ કહાડી મુકતા અને નવા રાજાને ગાદી ઉપર બેસાડતા.

ઇરાનમાં ચાલુ કીધો, તે વખતે તો કુદરતી છે કે કબીસો અસલ જરથોશ્તી રીત પ્રમાણે ચાર વરસે એક દીવસ ઉમેરીને થયોજ હશે. તનસર જેવો કાબેલ દસ્તુર જેને જરથોસ્તી કેતાબોને પરાગંદેહ હાલતમાંથી બચાવીને અરદશીર પાદશાહનાં હોકમથી એકઠી કીધી અને જરથોસ્તી ધર્મને પાછો સજીવન કરવાનો કોશેષ કીધી તેના જેવા કાબેલ દસ્તુરે કબીસો દાખલ નહીં કીધો એ બીલકુલજ બનવાજોગ નથી. ત્યાર પછી શાહપુરનાં વખતમાં દસ્તુર આદરબાદ મારાસ્પંદે અજાયબીભરેલો મોજેજો કરીને જરથોશ્તી ધર્મને વધારે સજીવન કીધો તેનાં જેવા કાબેલ દસ્તુરે કબીસાનો સવાલ ધ્યાનમાં નહીં લીધો હોય એ બીલકુલજ બનવાજોગ નથી. હું તો એવું મજબુતાઇથી ધારૂં છું કે અરદશીર અને શાહપુરનાં વખતમાં કબીસો અસલ જરથોસ્તી રસમ પ્રમાણે યાને દર ચાર વરસે એક દીવસ ઉમેરીને થતો હોવોજ જોઇએ, કારણ કે દસ્તુર આદરબાદ જેવા કાબેલ દસ્તુર સઘળી ક્રીયા કામોને કબીસા સાથે અને ફસલ સાથે ઘણો સંબંધ છે એમ હાલનાં જમાનાંના દસ્તુરો કરતાં ઘણા વધારે સારી રીતે સમજતા હતા. એ ચાર વરસે એક દાહડો ઉમેરીને કબીસો કરવાની રસમ છેક નોશીરવાનનાં જમાના સુધી ચાલુ રહેલી હોવી જોઇએ, કેમજે નોશીરવાનનો કાબેલ વજીર બોઝોર્ગ–ઝ–મેહર જોતીશ શાસ્ત્ર Astrology માં મોતો વીદ્વાન હતો, તે ચાર વરસે એક દાહડો શું કામ ઉમેરવો જોઇએ તે એસ્ત્રોલોજી પ્રમાણે હમણાના જમાનાનાં વીદ્વાનો જેઓ વગર સમજે કબીસાની વીરૂધ્ધ લખાણો કરે છે તેઓનાં કરતાં ઘણીજ વધારે સારી રીતે સમજતો હતો.

૧૨૦ વરસે એક મહીનો સાસાન્યન જમાનાંમાં ઉમેરાતો હતો એવું જે લખાણુ અલબીરૂનીમાં આવેલું છે તે ખરી રીતે સમજવું જોઇએ. ૧૨૦ વરસે એક મહીનો ઉમેરવાની રસમ સાસાન્યન જમાનાંમાં હતી તે હુશમોરદી સાલ માટે હતી, અને નહીં કે વહીજકી સાલ માટે. વહીજકી સાલ દર ચાર વરસે કબીસો કરીને ગણત્રીમાં લેવાતું હતું. નવસારીનાં દસતુર અલબારૂની અને દીની કેતાબોના ફકરાઓમાં ઘણાં ગુચવાઇ ગયલા છે. અસલ ઇજીપશીઅનોમાં પણ એવાજ રીતે બે જાતનાં વરસો ચાલતા હતા, એક ધર્મને લગતું અને બીજું આમ લોકોનું, અને એજ પ્રમાણે તેઓ આમ લોકોનું civil year ધર્મની

ક્રીયાકામોનાં વરસ સાથે સરખું લાવવા કબીસો કરતા હતા. સાસાન્યન જમાનાંમાં પણ જરથોસ્તી ધર્મ તેની બારીક હાલતમાં ફક્ત મગવો યાને માજીઓ અથવા મોબેદો પાલતા હતા. બેહદીન વર્ગ કે આમ વર્ગ એટલી બારીકીથી નહીં પાલતો હોવાથી તેઓ ગણત્રીમાં ગુંચવાય નહીં તે ખાતર ૧૨૦ વરસની રસમ તેઓમાં ચાલુ હતી. પણ ચાર વરસે એક દાહડો ઉમેરવાની રસમ ધર્મ ક્રીઆઓ માટે વહીજકી સાલ માટે હતી. હવે તકરારને ખાતર ધારો કે સાસાન્યન જમાનાંમાં ચાર વરસને બદલે ૧૨૦ વરસે કબીસો કરવાની રસમ હતી. પણ આપણને સાસાન્યન જમાનામાં કે પારથીઅન જમાનામાં કે હખામનીઅન જમાનામા કબીસો કરવાની શું રસમ હતી તેની સાથે જરા પણ નીસબત નથી. હીંદુસ્તાનમાં કબીસો થયો નહીં તેની સાથે આપણને કામ નથી. મુખ્ય સવાલ એ છે કે ખુદ જરથોસ્ત સાહેબ અને તેઓનાં ચેલાઓનાં વખતમાં શું રસમ હતી અને તેઓએ શું ફરમાન ફસલ બાબદ આપેલું હોવું જોઇએ? હવે આ સવાલની આપણે લંબાણ તપાસ ઉંડાણથી લઇશું.

ફસલનાં વીરૂધીઓ એવી તકરાર લાવે છે કે ફસલી સાલવાલાઓ ચાર વરસે એક દાહડો ઉમેરવાનો યુરોપીયન સુધારો કોમમાં દાખલ કરવા માંગે છે. થોડા વખતની વાત ઉપર "કયસરે હીંદ" પેપરમાં મી૦ ફરેદુન દાદાચાનજી સોલીસીટર, જેવણ થીઓસોફીસ્ત છે અને ફસલી હીલચાલનાં જબરા વિરોધી છે, તેવણે એવી મતલબનું લખાણ કીધું કે પુનાનાં દસ્તુરજી* સુધારાવાલા છે તેથી તેવણ ચાર વરસે એક દીવસ ઉમેરવાનો યુરોપીઅન સુધારો દાખલ કરવા માંગે છે. હવે હું પોતે કાંઇ સુધારાવાલો નથી. કેટલાક હંબગ સુધારાની હું વીરૂધ છઉં. પુનાનાં ભોળા દસ્તુરજીનાં કેટલાક વિચારો મારે ગળે ઉતરતા નથી. પણ ફસલની બાબદ ઉપર દસ્તુરજીનાં વીચારોને હું ટેકો આપું છું, અને કોઇ પણ જરથોસ્તી દીન અને તવારીખનો ખરો અભ્યાસી ટેકો આપશે. કારણ કે એ કાંઇ ફસલનાં વીરૂધીઓ કહે છે તેમ નવો યુરોપીઅન સુધારો નથી, પણ અસલ જરથોસ્તી ધર્મનો કાનુન છે. ચાર વરસે એક દાહડો ઉમેરવાનો સુધારો કાંઇ યુરોપમાંથી નીકળ્યો નથી. ફસલી સાલનાં વીરૂધીઓ જો તવારીખનો અભ્યાસ બારીકીથી કરશે

* આ ઇસારો મરહુમ દસ્તુર કેકોબાદ માટે છે જેવણ આ લખાણ જે વખતે મેં લખ્યું તે વખતે હૈયાત હતા.

તો તેઓને ખબર પડશે કે એ રસમ હજારો વરસની વાત ઉપર ઇરાનમાં હતી. ક્રાઇસ્તનાં આવ્યાની ૪૫ વરસ અગાઉ રોમમાં ચાર વરસે એક દીવસ ઉમેરવાનું કૅલૅન્દર પેહલવેહલું જુલીઅસ સીઝરે બાહર પાડયું ત્યાર પછી લાંબે વખતે યુરોપનાં જુદા જુદા દેશોમાં દાખલ થયું. હવે જુલીઅસ સીઝર પોતાના મીલીતરી સાયંસ અને રાજદ્વારી વીદ્યામાં મોટો genius જીનીઅસ હતો પણ તે પોતે કાંઇ મોટો ઍસ્ત્રોલૉજર નહીં હતો કે પોતાનાં મગજમાંથી આવું કૅલૅન્દર ઉપજાવી કાઢે. ત્યારે જુલીઅસ સીઝરે એ નવી ગણત્રી કયાંથી લીધી? તવારીખ એવું કહે છે કે જુલીઅસ સીઝરે બૅબીલોનમાંથી Chaldean ખાલ્દીઅન ઍસ્ત્રોલૉજરો બોલાવીને તેઓની મદદ નવું કૅલૅન્દર બનાવવામાં લીધી હતી. હવે એ Chaldean ખાલ્દીઅન એસ્ત્રોલોજરો કોણ હતા? તેઓ આપણાંજ પોતાનાં જરથોસ્તી માજીઓ યાને મગવો જેઓ તે વખતે બાબીલોનમાં રેહતા હતા તેઓ હતા; અને જે પ્રમાણે તે મગવો ૨૦ મી ફેબરવારીએ કબીસો કરતા તે પ્રમાણે ૨૯ મી ફેબરવારીએ દર ચાર વરસે leap year કરવાની જુલીઅસ સીઝરે નકલ કીધી હતી. હવે આએ જરથોસ્તી મગવો એ ગણત્રી કયાંથી લાવ્યા? તેઓએ એ જ્ઞાન, પેહદી દર પેહદી જામાસ્પ હકીમ અને તેનાં ગુરૂ જરથોસ્ત પેગમબરે જે Astrology નું જ્ઞાન આપ્યું હતું તે ઉપરથી લીધું હતું. જરથોસ્ત સાહેબનાં એસ્ત્રોલોજીનાં જ્ઞાન માટે દુનીઆનાં મોટા Astronomer સર આઇઝાક ન્યુતન પોતાની Chronology ની ચોપડીમાં એસારો કરી જાય છે. તે સૌથી મહાન ઍસ્ત્રોલૉજર અને ઍસ્ત્રોનૉમર જરથોસ્તનાં ચેલા જામાસ્પે ઍસ્ત્રોલૉજી યાને જોતીષ શાસ્ત્ર ઉપર ઘણી નામચીન કેતાબો લખી હતી પણ કમનસીબે તે અસલ ભાષાની કેતાબોનો આરબોએ નાશ કીધો પણ તેનાં ઉતારા આરબી ભાષામાં કરી લીધા. અને જંગલી આરબ લોકો એ રીતે એલમની ચોરી કરીને દુનીઆમાં એલમી તરીકે આઇતું માન ખાતી ગયા કે આરબ લોકોએ યુરોપમાં સઘળી જાતનો એલમ ફેલાવ્યો, જેવાં કે Astrology, Physics, Geometry, Chemistry, Medicine વગેરે; જો કે ખરેખર રીતે જોતાં તો તે સઘળો એલમ ઇરાનમાંથી ગયો હતો. હાલની યુરોપીઅન ઍસ્ત્રોલૉજી મોટે ભાગે આરબી કેતાબો ઉપરથી લીધી છે. Ptolemy ટૉલેમી, જે European Astrology નો પાયો નાંખનાર કેહવાય છે, અને

જે ક્રાઇસ્તની એક સદી પછી ઇજીપતમાં થઇ ગયો તેને પણ જામાસ્પની કેતાબો અને ઇજીપશીઅન અને ગ્રીક લખનારાઓની મદદ લીધી હતી. ગ્રીક એસ્ત્રોલોજી પણ આપણી કેતાબો ઉપરથી નીકળી હતી. Pythagoras પીથાગોરસ, Plato પલેતો Aristotle એરીસ્તૉતલ અને બીજા ગ્રીક લખનારાઓએ આપણી કેતાબોનો ઉપયોગ કીધો હતો. Pythogoras પીથાગોરસ તો ખુદ જરથોસ્તનો ચેલો હતો એમ કહેવાય છે. આપણી દુનીઆનાં અને બીજા Planets ગરેહોના daily rotation અને annual revolution સુરજની આસપાસનાં motions તો છેક હાલમાં ચારસો વરસની વાત ઉપર યુરોપીઅન એસ્ત્રોનોમરોએ નકકી કીધા હતા, પણ તે બાબદ પીથાગોરસને આજથી લગભગ હડી હજાર વરસ ઉપર માલમ હતી અને અને તે તેને આપણાં માજીઓ પાસે અને ઇજીપશીઅન ધર્મગુરૂઓ પાસથી મેળવી હતી.* આપણાં હાલનાં બચી રહેલા અવસ્તામાં દુનીઆનાં ફરવાને માટે ખુલ્લાં લખાણ છે. સુરજની આસપાસ ગરેહોનાં ફરવાની બાબદથી આપણાં બાપદાદાઓ કાંઇ અજ્ઞાન નહીં હતા, જેમ કેટલાક હમણાંનાં હુશીઆરમાં ખપતા પારસીઓ ધારે છે. Plato પલેતોએ પોતાંની Ideas ની ફીલસુફી આપણી ફ્રવષી અથવા ફરોહરની ફીલસુફી ઉપરથી લીધી છે. Aristotle એરીસ્તૉતલની Ethics, Metaphysics અને બીજી સાયંસો જરથોસ્તી કેતાબોમાંથી લીધી છે, અને એરીસ્તૉતલ જે સીકંદરનો ખુદ ઉસ્તાદ હતો અને તેની સાથે ઇરાન આવ્યો હતો તે આપણી ઘણી કેતાબોનો ગ્રીક ભાષામાં તરજુમો કરીને લઇ ગયો હતો. એરીસ્તૉતલને આપણાં જરથોસ્તી મગવો માટે ઘણું માન હતું અને તેઓ માટે લખે છે કે "માજીઓ ઇજીપશીઅન ધર્મગુરૂઓ કરતાં પણ વધારે કદીમ હતા." અને તે માજીઓનાં વડા મગોપતાન મગોપત મુબેદાન મુબેદ જામાસ્પનાં એસ્ત્રોલૉજીનાં ઉંચા જ્ઞાન માટે તો ખુદ આરબ લખનારાઓને પણ ઘણું ઉંચું મત હતું, અને સઘળા આરબ લખનારાઓ પોતાની કેતાબોમાં જામાસ્પની કેતાબોમાંથી ઉતારા લીધા છે એવું ખુલ્લું જણાવે છે. અબુમઝર જે બલ્ખ શેહરનો રેહવાસી હતો અને જે

* Democritus ડેમોક્રીતસ જે ક્રાઇસ્તની અગાઉ પાંચસો વરસ ઉપર થઇ ગયો જેને પણ આ જ્ઞાન ઇજીપ્તમાંથી અને બેબીલોન અને ઇરાનમાં કે જ્યાં પણ તે આપણા મગવોનાં સંબંધમાં આવ્યો હતો, તેઓ પાસથી લીધું હતું.

પાછલથી ખલીફ અલ મામુનનાં વખતમાં બગદાદની યુનીવરસીટીમાં ઍસ્ટ્રોલૉજીનો પ્રોફેસર હતો તેને ઘણી કેતાબો લખી છે, જે જામાસ્પની કેતાબો ઉપરથી લખી છે. એબન ઍઝરાની કેતાબમા પણ જામાસ્પની કેતાબોનાં ઉતારા છે. દાકતર થોમસ હાઈદ જે લૅટીન અને અરૅબીકનો મોટો યુરોપીઅન સ્કૉલર ઓક્ષફર્ડ યુનીવરસીટીમાં આસરે ૨૨૫ વરસ ઉપર થઇ ગયો તે જામાસ્પ માટે કોઇ ઘણાં અસલનાં અરેબીક લખનારનો તેની અરેબીક કેતાબ ઉપરથી ઉતારો આપે છે કે તે અસલ લખનાર મુજબ ઇરાનમાં દસ મહા વીદ્વાનો એવા થઇ ગયા કે જેવા આખી દુનીઆમાં કેઠે થયા નથી. જે દસમાંનો ૬ થો જામાસ્પ ઍસ્ટ્રોલૉજર ગુસ્તાસ્પ પાદશાહનો વજીર હતો, જેને એક કેતાબ લખી હતી તેમાં અગાઉનાં જમાનાંમાં થઇ ગયલા અને ભવીષનાં જમાનાંમાં થનારા મોટા planetary conjunctions વખતે દુનીઆમાં શું બનાવો બનશે અને કયે વખતે પેગમબરો ભવીષમાં આવશે તે લખ્યું હતું. દાકતર હાઇદે તે કેતાબનાં અરેબીક નામનો લૅટીન તરજુમો Judicia Gjamaspis કરીને આપ્યું હતું. દાકતર હાઇદની પણ ઘણી અગાઉ ઇસવી સન ૧૨૮૦ માં Lali લાલી નામનાં લખનારાએ એજ કેતાબ તરજુમો કરીને બાહર પાડી હતી જેનું નામ તેને "જામાસ્પ હકીમ (ફીલસુફ) ની કેતાબ જેમાં મોટા પલૅનેતરી કંજંકશંસનું બ્યાન અને તેનાં પરીણામમાં દુનીઆમાં બનનારા બનાવો" એવું નામ આપ્યું હતું. અરેબીકમાં તેનું નામ તેને "અલ કેરાનાય" એવું આપ્યું હતું. હવે જો આપણે આ શબ્દ ફારસી "કેરાનેહ" એટલે છેડો, કીનારી એવે અર્થે લઇએ તો દુનીઆનો છેડો અથવા આખેરીનું બ્યાન અને આખર જમાનાનાં પેગમ્બરનો હેવાલ એમાં હોવો જોઇએ અને હાલની આપણી પહેલવી કેતાબોમાં આ બાબદ ઉપર જે રીતનું છુટું છવાયું બ્યાન છે, તેના કરતાં ઘણું વધારે બારીક અને ઘણું વધારે ચોકસ નક્કી વરસ સાથે આવેલું હોવું જોઇએ. કેમજે આ કેતાબમાં જામાસ્પે ક્રાઇસ્તનાં અને મહમદનાં આવવાની અને માજીઅન ધર્મ નાશ પામવાની પણ આગાહીઓ લખી હતી. આ કેતાબમાં આવેલી planetary conjunctions ની ગણત્રી ઉપરથી ૩ માજીઓ ક્રાઇસ્તની શોધમાં ઇરાનથી જેરૂસેલમ તરફ ગયા હતા. ક્રાઇસ્તનાં જનમની અગાઉ એકજ વરસમાં Jupiter અને Saturn નાં ત્રણ મોટા conjunctions અને ચોથું Jupiter,

Saturn અને Mars નું મોટું conjunction એમ સામટા ચાર કંજંક્શંસ* થોડા થોડા મહીનાને આંતરે થયાં તે conjunctions ની વીગત જામાસ્પે સેંકડો વરસ અગાઉ આપેલી તે ૩ માજીઓ યાને મગવો જાણતા હોવાથી તેઓ ક્રાઈસ્તના જનમી ચુકવાનો વખત નજદીક આવેલો સમજી ઇરાનથી જેરૂસેલમ તરફ જવા નીકળ્યા અને બાળક ક્રાઇસ્તને શોધી કાઢીને પગે પડયા. આ બાબદને પારસીઓ સાથે શું નજદીકનો સંબંધ છે તે હુ હાલમાં અતરે લખતો નથી. પણ ઉપલી અરેબીક કેતાબની બાબદ આગળ ચલાવીશ. અલબીરૂની પોતાની કેતાબમાં જુદાજુદા ધર્મ અને કોમોનાં સનેની બાબદ ઉપર લખતાં એક અરબ લખનાર એબન અલ બાઝયાર નામનાં લખનાર વિષે ઇસારો કરે છે જેને એક અર્નીનુસ નામનાં ઇજીપશીઅન ધર્મગુરૂની કેતાબ ઉપરથી ઉતારો કીધો હતો તે અરબ એબન અલ બાઝયાર જે ક્રાઇસ્ત પછી નવમી સદીમાં થઇ ગયો, હતો, તેને એક કેતાબ "કીતાબ અલ કીરાનાત" નામની લખી હતી. એ બોલનો અર્થ Book of the Conjunctions થાય છે. તેથી ઉપલી કેતાબ ઉપર જણાવ્યા પ્રમાણે જે દાકતર હાઇદે ઇસવા સને ૧૭ મી સદીમાં અને તેની અગાઉ લાલીએ ૧૩ મી સદીમાં તરજુમો કરી લખી હતી, તે આજ અરેબીક કેતાબ હોવી જોઈએ જે એબન અલ બાઝયારે નવમી સદીમાં લખી હતી, જે અસલ જામાસ્પની કોઇ અવસ્તા યા પેહલવી કેતાબ (કદાચ "નાદર નસ્ક") ઉપરથી અરબીમાં તરજુમો થયલી, અને જે જામાસ્પની કેતાબનો ઉપલા અનીનુસ નામનાં ઇજીપશીઅન ધર્મગુરૂએ પણ પોતાની ભાષામાં ઉતારો કીધેલો. વલી આ કેતાબનો અસલ લખનાર જેને જામાસ્પની અસલ કેતાબ ઉપરથી અરબીમાં તરજુમો કીધો હતો તે પોતાની કેતાબમાં દરેક ઠેકાણે જરથોશ્ત માટે "અમારો પેગમબર" કરીને લખે

* ૧ લું Conjunction, Saturn અને Jupiter નું મે મહીનામાં B. C. 7 નાં સાલમાં થયું હતું. બીજું Conjunction Saturn અને Jupiter નું અકટોબર મહીનો B. C. 7 નાં સાલમાં, ૩ જું Conjunction Saturn અને Jupiter નું ડીસેમબર મહીનો, B. C. 7 નાં સાલમાં અને ૪ થું Conjunction, Saturn, Jupiter અને Mars નું જમશેદી નવરોજ ટાંકણે B. C. 6 નાં સાલમાં થયું હતું. ક્રાઈસ્ત પોતે B. C. 4 નાં સાલમાં ૫ મી અકટોબરે જનમ્યો હતો. પણ આખી દુનીઆમાં ભુલથી સદીઓ થઇ ક્રાઇસ્તને B. C. zero. નાં સાલમાં ડીસેમબર ૨૫ મીએ જનમેલો ભુલથી ગણે છે.

છે તે ઉપરથી એવું અનુમાન થાય છે કે એ અરબી લખનાર કોઇ અસલ જરથોશ્તી હોવો જોઇએ. જો તે અસલ અરેબીક કેતાબ અથવા તેનો તરજુમો જે લાલીએ ૧૨૮૦ માં બાહર પાડયો અથવા ડાકતર હાઇદે જે તરજુમો કીધો હતો તે તરજુમાંની કેતાબો હાલમાં યુરોપની કોઇ લાયબ્રેરીમાં અથવા બ્રીટીશ મ્યુઝીઅમમાં જળવાઇ રહેલી હોય તો પારસીઓને તેમાંથી ઘણું નવું જાણવાનું મલે, અને હમણાં તો કેટલાકો તરફથી જે ઓરંગાઓ જેમ ગમે તેમ ફેંકાય છે તે બંધ પડે અને આપણાં ધર્મની તવારીખ ઉપર ઘણું નવું અજવાળું પડે.

હવે ઉપલી લંબાણ વીગત ઉપરથી ફસલી સાલની વિરૂધવાલાઓ તરફ હું તકરાર ફેંકું છું કે જયારે આવા મોટા ઍસ્ટ્રૉલૉજર જામાસ્પ હકીમનો ખુદ ઉસતાદ જરથોસ્ત જે દુનીઆનો સૌથી મોટો ઍસ્ટ્રૉલૉજર અને ઍસ્ટ્રૉનૉમર થઇ ગયો, જે પોતાની દીન ફેલાવવાની શરૂ કીધા પછી ૩૫ વરસ જીવીને ૭૮ માં વરસની ઉમરે ગુજરી ગયો, જેને આગલા ધર્મોમાં અને કાયદાઓમાં મહાન સુધારા કીધા, તેને પોતાનાં વખતમાં ફસલી કૅલૅન્ડર સુધારીને ચાલુ કીધું નહીં એમ માનવું એ કેટલું હસવા જેવું છે? અલબીરૂની પોતાની કેતાબમાં ઘણેક ઠેકાણે ઇસારો કરે છે કે "જરથોસ્તે પોતે કૅલૅન્ડર સુધાર્યું હતું." તે વખતે આપણો પાદશાહ ગુસ્તાસ્પ હતો તે એકજ ફરમાનથી નવું કૅલૅન્ડર ચાલુ કરી શકતે. અને પાદશાહનો વજીર અને જરથોસ્તનો ચેલો જામાસ્પ જેવો બારીક ગણત્રીબાજ ઍસ્ટ્રૉલૉજર હતો. એઉ ઉસતાદ ચેલાએ આપણી ક્રીઆઓ ઍસ્ટ્રૉલૉજીનાં નીયમ પ્રમાણે ફસલી સાલનાં ઘણાંજ નજદીકનાં સંબંધમાં ગોઠવી હતી, જે હું આગળ ચાલતાં આ લખાણમાં પુરવાર કરી આપીશ. Ptolemy ટાલેમીની કેતાબ જેનો અરેબીકમાં "અલ મજેસ્ત" નામથી તરજુમો થયલો અને જેનો ગ્રીકમાં પણ તરજુમો થયલો જેની ઉપરથી અંગ્રેજીમાં તરજુમો કરનાર Ptolemy's Tetrabiblos ટાલેમીની ટૅત્રાબીબલૉસ નામની ચોપડીમાં લખે છે કે "ઍસ્ટ્રોલૉજીની સાયંસ એ માજીઓનાં સાહીત્યમાં મુખ્ય જગા રોકતી હતી." એકવીસ નુસ્કોમાંનો એક નુસ્ક જેનું નામ "નાદર નસ્ક" કરીને હતું તે આખો નસ્ક ઍસ્ટ્રોલૉજી ઉપર લખાયલો હતો, અને જે નસ્ક જરથોસ્તનાં શીક્ષણ મુજબ જામાસ્પે ખુદ પોતેજ લખેલો હોવો જોઇએ, અને જે ઉપરથીજ આરબોએ ઉપર જણાવેલી કેતાબ લખી હોવી જોઇએ. કમનસીબે તે

નસ્ક નાશ પામ્યો અને તે નસ્કનું કાંઇ પણ લખાણુ આપણાંમ જળવાઇ રહ્યું. નથી. તે નસ્કની અસલ અવસ્તામાં ૩૫ પરગરદ લખા યલી હતી. તેમાં ઍસ્ત્રોલૉજીની વીદયાનું સંપુરણુ ગ્નાન, અને સઘળ સેતારાઓ અને ગ્રહો વગેરેનું વરણુન હતું. આ આખા નસ્કને ગ્રીક ભાષામાં અને ઇજીપશીઅન ભાષામાં તરજુમો થયલો હોવો જોઇએ એવું કેટલીક સાહદતો ઉપરથી માલમ પડે છે, પણ આરબ લોકોએ અરબીમાં તરજુમો કીધો હતો એ તો નકીજ છે; અને એ રીતે આરબ લોકો મોટા નજુમીમાં અને વીદ્વાનમાં આઇતા ખપી ગયા, જે કે ખરેખર રીતે જોતાં આરબો એલમનાં નાશ કરનાર કહેવાય એ આરબ લોકો એટલા તો અભણુ જંગલી હાલતમ હતા કે ખુદ મહમદ પેગમ્બર વટીક તેઓ માટે કોરાણમાં જણાવે છે કે "તેઓ ખોદાએ પેગમબર મારફતે મોકલેલા કાયદાઓ પણ શીખવાને લાયક નથી." ત્યારે એવા જંગલી આરબો પેગમ્બર મહમદ પછી એક બે સદીમાં એટલા હુશીઆર કેમ થઈ ગયા કે તમામ જાતને એલમ તેઓએ દુનીઆમાં ફેલાવ્યો? ફક્ત ઇરાનનાં એલમને લુટીને અને ઇરાનનાં એલમનો નાશ કરીને. અને તે કામમાં તેઓને ઉત્તેજન આપનાર આપણાંજ કેટલાક બેવફા પારસીઓ હતા, જેઓ દેશ અને દીનને બેવફા થઇને આરબોને ખુલ્લે હાથે મદદ કીધી, નહીં તે તીડ* અને ઘલોરી ખાનાર આરબોની મકદુર નહીં હતી કે ઇરાનમાં પગ પણુ મુકવાની હીંમત કરી શકે. તમામ દુનીઆનાં એલમનાં સુધારા વધારાને જે મોટામાં મોટું નુકસાન આરબોએ કીધું તે આપણી અવસ્તા પેહલવી કેતાબોનો નાશ કરવાથી કીધું. ખલીફ ઓમર જેને ઇરાન ઉપર હુમલો લાવીને ઇરાન મોલકનુ સત્યાનાશ કીધું, આપણી કેતાબોનો નાશ કીધો, પછી તેને ઇજીપતમ આવેલા Alexandria ઍલૅક્ષાન્દરીઆ શેહરમાં આવેલી નામચીન લાયબ્રેરી, જેમાં તમામ એલમ અને ફીલસુફીની કેતાબો ભરેલી હતી તેનો નાશ કીધો. હાલની યુરોપીઅન ઍસ્ટ્રૉલોજી એ આરબ ઍસ્ટ્રૉલૉજી ઉપરથી નીકળી છે, પણ તે અસલ ઇરાની ઍસ્ત્રોલૉજી કેહવાય. જો કે

* ફીરદોસીએ આરબોને તીડ ખાનાર જણાવેલા છે તે સાચ્ચું છે અને તે મે મારી નજરે અરબસ્તાનમાં આવેલા મસકત બંદરમાં જોયું છે. ત્યાંના બજારમાં ભુંજેલ તીડો એક પઇસાના આંઠ વેચાતા હતા અને તે આરબો બહુ સ્વાદ લઇને ખાતાં મેં જોયલા છે.

Astrology ની science નું અસલ source મુળ ખાલ્દીઆમાં અને બૅબીલૉનમાં શરૂ થયલું, પછી ઇજીપતમાં તે ફેલાઇ. ત્યાર પછી ઇરાનમાં જરથોસ્ત અને જામાસ્પ તેને સુધારીને perfection ની pitch ઉપર લઇ ગયા. હીંદી જોતીષશાસ્ત્ર એટલું જુનું નથી અને એનાંથી સદંતર જુદું છે. યુરોપીઅન ઍસ્ત્રોલૉજીની ગણત્રી વધારે ખાત્રી પુર્વક છે તેનો સબબ આપણી ઇરાની કેતાબોની વધારે બારીક અને ખાત્રી પુર્વક ગણત્રીને લીધે હતો, જે ગણત્રી ઉપરજ આપણી કુસલની ગણત્રી રચાયલી હતી. હવે એ "નાદર નસ્ક" જે અસલ અવસ્તામાં લખાયલો હતો તેનો પેહલવી તરજુમો કે જેની ઉપરથી અરબીમાં તરજુમો થયલો હતો, તે પેહલવી તરજુમો આરબો ઇરાનમાં આવ્યા પછી ત્રણસે વરસ પછી દીનકર્દ લખનારના હાથમાં મોજુદ હતો નહીં, તેથી તેનું વર્ણન દીનકર્દમાં આવ્યું નથી; પણ તે દીનકર્દનો લખનાર જણાવે છે કે "નાદર નસ્ક"નાં અસલ અવસ્તા તેની પાસે મોજુદ હતા, પણ અફસોસની વાત છે કે તે અસલ અવસ્તા આપણાં મોબેદોએ નકલો કરવાની સુસ્તીને લીધે જાળવી રાખ્યા નથી, નહીં તો હાલનાં જમાનામાં તેનો તરજુમો ફાઇલૉલૉજીને ફાયદે થઇ શકતે. આરબોએ આપણી કેતાબો બાળી નાંખ્યા પછી પણ ઘણી નકલો આપણાં મોબેદો પાસે હતી, પણ ચાલુ નકલો કરવાની સુસ્તીને લીધે આપણાં ૨૧ નુસ્કોમાનું સાહીત્ય જે નાશ પામ્યું છે તેમાં આરબોની તકસીર કરતાં આપણા પોતાનાંજ ધર્મગુરૂઓની તકસીર વધારે છે. એ મોબેદો અને દસ્તુરોએ ઘણી કેતાબો અને ઘણો એલમ આમ અને બેહદીન વર્ગથી છુપાવી રાખ્યો તેનાં પરીણામમાં આપણી કોઈ કેતાબો રહી નહીં.*

---

* આપણું ઇરાનનું રાજ પણ દસ્તુર મોબેદોને લીધેજ ગયું. ઇરાનનાં સાસાન્યન વંશ વખતેજ મગવોને પોતાનું રાજ સ્થાપવાની તક મલી, તેનો તેઓએ કેવો ગેર ઉપયોગ કીધો, અને પોતની સત્તા બેસાડવા માટે કેવી આપખુદી ચલાવી તે તવારીખમાં ખુલ્લું છે. આખું આરમીનીઆ એ લોકોનાં જુલમથી ક્રીસ્ચીઅન થઇ ગયું જેઓ સઘળા જરથોસ્તીઓ હતા. સાસાન્યન પાદશાહોએ ક્રીસ્ચીઅનો ઉપર એટલો તો જુલમ કીધો કે તેનાં પાપની સજા દાખલ કુદરતે આરબો પાસે ઇરાનમાં જુલમ કરાવ્યો.

હવે ઉપલી વિગતો ઉપરથી આપણને અનુમાન કરવાનાં મજબુત સબબો છે કે જરથોસ્તનાં વખતમાં કૅલૅન્ડર સુધારેલું હોવુંજ જોઇએ કેમજે આપણી સઘળી ક્રીઆઓ ફસલી કૅલૅન્ડર પ્રમાણે દર ચાર વરસે એક દાહડો ઉમેરવાની ગણત્રી ઉપર આધાર રાખે છે, નહીં તો સઘળી ક્રીઆઓ બીલકુલ ઉલટાઇ જાય, સબબ કે સઘળા ગાહાનબારો અને સઘળા જશનો Zodiacal signs ઉપર આધાર રાખે છે. એકવીસ નરકોમાનો એક નરક જે "પાજમ નરક" કેહવાતો હતો તેનો સાર દીનકર્દમાં આપેલો છે તેમાં ખુલ્લું જણાવે છે કે "ગેહો, દીવસો, મહીનાઓ અને મોસમો, ગરમી અને થંદીની રૂતુઓ એ સઘળુ Zodiacal signs ની ગતી ઉપર આધાર રાખે છે. અને તેને લીધે ફરોહરોનું દુનીઆમાં દસ દીવસ આવવું થાય છે કે જયારે થંદીની રૂતુ અને વરસની આખેરી થાય છે અને ગાથાના પાંચ દીવસો તે કારણથી મુકાયલા છે." આ ખુલ્લો ફકરો ફસલનાં વીરૂધીઓએ ધ્યાન પોંહચાડવા જોગ છે. નવસારીનાં દસ્તુરજી જેવણ દીનકર્દનો ઘણો આધાર લે છે અને ફસલની ઉંડી મતલબ ન સમજવે ફસલી સાલની વીરૂધ લુલી નબળી તકરાર લે છે તેઓએ આ દીનકર્દનો ફકરો ખુબ ધ્યાનથી વાંચવો. કારણ આ ફકરાને અનુસરીને આગળ ચાલતાં હું સાયંસની નજરે પુરવાર કરી આપીશ કે આપણાં સઘળા જશનો અને ગાહાનબારો Zodiacal signs ની સાથે ઘણોજ નજદીકનો સંબંધ રાખે છે. આપણા રથેસ્તાર મંડળવાલાઓ અને જશન કમીટીવાલાઓ અને બીજા આપણી કોમમાં ઘણાં ઉભરઇ જતાં મંડળો જરા જરામાં જશનો કરવા નીકળી પડે છે તેઓને બીલકુલ ખ્યાલજ નથી કે જશન કરવાની શું ઉંદી ફીલસુફી આપણી દીનમાં સમાયલી છે. તેઓ "જશન"નો મીનીંગ "ખુશાલી" એવો કરે છે અને તેથી તેઓ જશનોમાં ગાણુતાણુનાં રાગરાનાં કવીતાઇ મેળાવડાઓ કરે છે અને સારંગી તબળાવ્વા જશનમાં "વાઇબ્રેશન" ઉપજાવે છે! પારસીનાં બઇરાં માતીદાઓ ખુશાળીથી તાળીઓ પાડે છે. છોકરાઓ ગૅલેરી થોકે છે. આ જામારપીમાં જણાવેલા આખર જમાનાંમાં થતા જશનોની ઉંડી ફીલસુફી! "જશન" બોલનો અરથ "ખુશાળી" એવો થતોજ નથી. "જશન" બોલ અવસ્તા બોલ "યસ્ન" ઉપરથી નીકળેલો છે, બળકે ફાઇલૉલૉજી પ્રમાણે બેઉ એકજ છે. "ય" નો "જ" philology ને કાયદે ઘણો સાધારણ છે. "ઇસા" તેજ "જીસસ,"

"યરૂસલમ" તેજ "જેરૂસલમ," "યરમની" તેજ "જરમની" વગેરે, તેમ "યશ્ન" તેજ "જશ્ન" છે. પણ "યશ્ન" જેને આપણે ઇજશની કહીએ છીએ તેનો ખરો બાતેની અરથ અને ગુપ્ત ફીલસુફી તદન જુદીજ છે, જે બાબદ હું અતરે લેવા માંગતો નથી. પણ જશનો કાંઇ ખુશાળીનાં થતાં નથી. જશનો કવખતે કદી થાવજ નહીં. જો જશન અથવા ગાહાનબાર કવખતે કરવામાં આવે તો તેની અસર બીલકુલ નીરમુળ થઇ જાય છે. કઢંગે વખતે અને કઢંગી જગાએ થતાં જશનો ઉલટી નાશકારક અસરો ઉપજાવે છે તે હું આગલ ચાલતાં સમજાવીશ. તે અગાઉ જશનોની શું ખરી બાતેની ફીલસુફી છે તે સમજાવીશ. Zodiacal signs નાં ૩૬૦ ડીગરીમાં ભાગ કીધેલા છે, તેમાંની અમુક અમુક ડીગરી ઉપર અમુક સેતારા આવે અથવા અમુક ગ્રહો exaltation માં ઉંચનાં થાય તેજ ડીગરીનાં તેજ દીવસે અને વખતે તે અમુક સેતારા અથવા ગ્રહનાં પ્રવાહ અથવા Vibration વાઇબ્રેશન ખેંચીને જશન માંડનાર "જોતી" જે ઘણીજ પવીત્રાઇનાં ઉંચી શકતીઓ ધરાવતો હોય, જેનાં અવસ્તાનાં માંથ્ર ઘણાજ જોરાવર અને અસરકારક હોય, તે જશન કરનાર "જોતી" તે સેતારાઓ અને ગ્રહોનાં પ્રવાહો આ દુનીઆમાં ઉતારીને પોતાનાં મદદગાર મોબેદોમાં અને ખાસ કરીને "આત્રવક્ષ"માં કે જે આત્રવક્ષી મીજલસમાં સબળાઓને હમાજોર કરીને તે પ્રવાહોનું ખોરેહ આપે અને સામે મુકેલા આતશમાં અને ફ્લ, ફરૂત, દુધ અને ખાણામાં તે જોતી તે પ્રવાહોનું ખોરેહ અથવા magnetism "મૅગનૅતીઝમ" આમેજ કરે અને તેની ચાશણી* સઘળાઓ ખાય એ ગાંહાનબાર અને જશન કરવાની ઉંડી ફીલસુફી છે. જરા જરામાં જેઓ જશનો કરવા નીકળી પડે છે, એટલુંજ નહીં પણ કબ્રસ્તાનોમાં વટીક જશનો કરે છે તેઓ શું ભયંકર ખાનાખરાબી

---

* પેહલવી ભાષાનાં ચુનંદા અથંગ સ્કૉલર મી૰ બેહરામગોર અંકલેશરીઆનું એવું મત છે કે "જશન" બોલ અવસ્તા "ચશ" એટલે "ચાશણી કરવી" ઉપરથી નીકળેલો છે. આ પણ તેનો બીજો અર્થ secondary meaning થઇ શકે અને તે મત ખોટું નથી. કેમજે ઉપર સમજાવ્યા મુજબ સેતારાઓ અને ગરેહોનાં પ્રવાહ magnetism ખોરેહ જે ફરૂત અને ખાણાંમાં "જોતી" એ ઉતારીને આમેજ કીધું છે તે ખાણાંની ચાશણી કરીને ખાવું ખાનાર તે ખોરેહ પોતામાં સમાવી લેછે. પણ "જશન" બોલનો અર્થ "ખુશાલી" એવો તો કદી થઇ શકેજ નહીં. એ બોલનો ખરો બાતેની અર્થ primary meaning ઉંડો ભેદ ધરાવે છે તે હું અતરે આપી શકતો નથી.

ફેલાવે છે તેનો જરા વટીક ખ્યાલ ધરાવતા નથી. એવે ઠેકાણે દેવો યાને evil spirits તમારા જશનોમાં આવાં યસ્તમાં જણાવ્યા પ્રમાણે, નાચતા કુદતા તાળી પાડતા હાજર થાય છે અને ચાશણી ખાય છે. જશનો કરવાની ઘણીજ બારીક ઉંડી ફીલસુફી, તેથી થતા ફાયદા અને ખોટી રીતે કવખતે અને કજગાએ જશનો કરવાથી થતા ભયંકર ગેરફાયદાઓ જો જશન કરનારાઓ સમજે તો તેઓ જશનો કરવા અગાઉ લાખ વખત વીચાર કરે અને આપણાં રથેસ્તાર પેહલવાનો જરા જરામાં જશનો કરવાના ઝનુનમાં આવીને કુદી પડે નહીં. જશનો ખાલી show ને માટે મેળાવડાઓ કરવાની મતલબને ખાતર કરવાનાં નથી, કે બઇરાંઓનાં કપડાંનું ઍક્ષીબીશન બતલાવવા ખાતર કરવાનાં નથી. બધા જશનોને જુદા જુદા સેતારાઓ સાથે કેવી રીતનો બારીક સંબંધ છે અને જરથોસ્ત અને જામાસ્પે આપણાં સઘળા ગાહાનબારો અને જશનોને Zodiacal signs ની સાથે કેવી રીતે સંબંધમાં લાવીને બારીકીથી ગોથવી આપ્યા, જે આફરીન કરવા લાયક ગણત્રીને આજકાલનાં ઘણાં હુશીઆરમાં ખપતા પારસી વીદ્વાનો ચૅલેન્જ કરવા નીકળી પડયા છે, તે સઘળું હવે ઍસ્ટ્રોલૉજીની સાયંસનાં નીયમ પ્રમાણે હું સમજાવીશ. કોઇબી સ્કૉલરલી બાબદ ઉપર ભાષણ કરવા યા જાહેરમાં લખવા અગાઉ દરેક જણે, પોતાની બાબદનો ઘણોજ બારીક ઉંડો અભ્યાસ કરવા અગાઉ, બીજા અજ્ઞાનોને દોરવવાની કોશેષ કરવી એ એક અભ્યાસી કે સ્કૉલર કે વાયજી કરનારને બીળકુળ છાજતું નથી, પણ જરથોસ્તી ધર્મ કે તવારીખની બાબદ સાથે આસનાઈ કરવા અગાઉ સો વખત વીચાર કરવો જોઈએ. આખી દુનીઆમાં જણાયલા સઘળા એલમોની શાખાઓનાં અભ્યાસ કરતાં જરથોસ્તી ધર્મ સાહીત્ય, ભાષાઓ અને તવારીખનો અભ્યાસ સૌથી વધારે મુશકેળ છે અને તેમાં એક સાચ્ચા અભ્યાસીને આખી જીંદગી સુધી અભ્યાસ કરતાં પણ ઘણું નવું શીખવાનું છે; સબબ કે કમનસીબે આપણી સઘળી કેતાબો નાશ પામી છે. આપણાં ધર્મગુરૂઓએ બીજા ધર્મવાલાઓની માફક સાચવવાની પરવાહ કીધી નથી, અને પરીણામમાં જે થોડુંક નજીવું આપણામાં બાકી રહ્યું છે તે પણ ઉકેળવું ઘણુંજ મુશકેળ છે; અને તેથી આપણો ધર્મ સમજવા માટે બીજી ઘણીક સાયંસ, ફીલસુફી અને તવારીખનાં અભ્યાસની મદદ લેવી પડે છે. તે છતાં કેટલાકો બીળકુળ ભાષાઓ,

તવારીખ, કે હાલની સાયંસનો અભ્યાસ કરવા વગર પોતાનાં મતો આપવા નીકળી પડે છે. અને કેટલાકો પોતાનું અજ્ઞાનપણું કબુલ નહીં કરતાં ખાલી તુંદી અને મમતને ખાતર આવો ઘણોજ જરૂરનો ફ્સલી સાલનો સુધારો આપણામાં દાખલ કરવાને સામે થાય છે. તેવાઓની ખાતરી કરવા હવે હું કોશેષ કરીશ અને આ લખાણનાં ઘણાંજ અગતનાં અને interesting ભાગ ઉપર આવીશ

ફ્સલની બાબદ સમજવી ઘણી મુશ્કેળ છે. Astronomy અને Astrology નાં જ્ઞાન વગર સમજી શકાશે નહીં. આપણા જશનો અને એકેએક ગાહનબારને zodiacal signs ની સાથે ઘણોજ નજદીકનો સંબંધ છે. કેટલાકો zodiacal signs ને constellations સાથે ભેળી નાંખે છે. અંહીઆં યુરોપીઅન ઍસ્ટ્રૉલૉજી, જે આપણી ઇરાનીઅન ઍસ્ટ્રૉલૉજી ઉપરથી નીકળી છે, અને હીંદી જોતીષશાસ્ત્ર વચ્ચે ફરક માલમ પડે છે. હીંદુઓની હાલની "નીરયણુ" સીસતમની ગણત્રી તેઓની "સાયન" સીસતમ, જે યુરોપીઅન સીસતમ પ્રમાણે છે, તેથી જુદી છે. કેટલાક લખનારાઓ એવી તકરાર લાવે છે કે હીંદુઓની ગણત્રી પ્રમાણે સુર્ય મેષ રાસીમાં ૧૩ મી એપ્રીલે દાખલ થાય છે ત્યારે ફ્સલી સાલનાં હીમાયતીઓ ૨૧ મી માર્ચે સુર્ય મેષ રાસીમાં દાખલ કરે છે. પણ તે લખનારાઓ Zodiacal sign અને constellation વચ્ચેનો ફરક સમજતા નથી. હીંદુઓ constellation પ્રમાણે રેવતી તારાથી મેષ રાસી શરૂ કરે છે અને યુરોપીઅનો Vernal Equinox થી ૧ લી દીગરીમાં sign of Aries શરૂ કરે છે. Precession of the Equinoxes ની ઘણીજ બારીક ગણત્રી પ્રમાણે Zodiacal sign અને constellation વચ્ચે એક દીગરીનો ફરક દર આસરે ૭૨ વરસે થાય છે, એક આખી રાસીનો ફરક દર આસરે ૨૧૫૨ વરસે થાય છે અને આખી બાર રાસીનો ફરક આસરે ૨૫૮૨૬ વરસે થાય છે. તે સબબથી હીંદુઓની ગણત્રીમાં અને યુરોપીઅન ગણત્રી જે અસલ ઇરાની ઉપરથી લીધી હતી તેમાં લગભગ ૨૩ દીગરીનો ફરક આજે પડે છે. પણ આપણી અસલ ઇરાની ગણત્રી ખરી છે કેમજે જ્યારે Vernal Equinox ની વખતે દાહડો અને રાત સરખા થાય ત્યારેજ મેષ રાસી sign of Aries થી શરૂ થયલી કહેવાય. Precession of Equinoxes ની ગણત્રી ઉપરથી એક એવું અનુમાન થાય છે કે ક્રાઇસ્તની આસરે

બે હજાર વરસ અગાઉ જ્યારે age of Aries નો જમાનો શરૂ થયો યાને સુરજ Taurus ની sign ની ૧ લી દીગરીમાંથી Aries ની sign ની ૩૦ મી દીગરીમાં આવવાનો શરૂ થયો, બીજા બોલીમાં Taurus age ખલાસ થઇને Aries age શરૂ થયો, ત્યારે આ જમશેદી નવરોજની શરૂઆત થયલી હોવી જોઇએ. પણ તે જમશેદ અને જરથોસ્તનાં જમાનાંની controversial point તકરારી બાબદ છે તેથી તે ઉપર હું હાલમાં લંબાણથી વાગતવારે લખતો નથી. હવે મુળ બાબદ ઉપર આવતાં ઉપર પ્રમાણે જ્યારે દાહડો અને રાત સરખા થાય અને સુરજ Vernal Equinox ઉપર sign of Aries ની પેહલી દીગરીમાં દાખલ થાય ત્યારે જમશેદી નવરોજ શરૂ થાય, અને તે દીવસે ફરવરદીન મહીનો કાંય શરૂ થાય તે આગળ ચાલતાં સમજાશે. પણ અતરે એક ઘણી ગંભીર ભુલ ઉપર ધ્યાન ખેંચું છું. "જામે જમશેદ" માં અભ્યાસીઓએ ફસલી સાલ ઉપર લખાણ લખ્યાં તેઓ લગભગ સઘળાઓએ એવું જણાવ્યું કે ૨૧ મી માર્ચે જમશેદી નવરોજ શરૂ થવો જોઇએ. આ એક ઘણી ગંભીર ભુલ ઉપર અભ્યાસીઓનું ધ્યાન ખેંચાયું નથી. આપણને ૨૧ મી માર્ચ સાથે જરા પણ લાગતું વળગતું નથી, પણ સુરજ sign of Aries ની પેહલી દીગરીમાં કયારે દાખલ થાય છે તે દીવસ અને કલાક મીનીત સાથે કામ છે. હવે ગયા ૧૯૨૩ નાં સાલમાં શું થયું તે જુઓ! તે વખતે ૨૧ મી માર્ચે સુરજ છેક રાતનાં આંથ ૮ વાગે sign of Aries માં દાખલ થયો તો જમશેદી નવરોજનું જશન ૨૨ મી માર્ચે સહવારનાં કરવું હતું અને ફસલીવાલાઓએ ૨૨ મી માર્ચે અહુરમજદ રોજ ભણુવો હતો. પણ આપણાં સઘળા દસ્તુરોએ ૨૧ મી માર્ચે જશન કીધું જે વખતે દીવસમાં સુરજ sign of Pisces માં ૩૦ દીગરી ઉપર હતો. કરાંચીનાં દસ્તુરે તો ૧૯ મીએ જશન કીધું, જે વખતે સુરજ Pisces ની ૨૮ મી દીગરી ઉપર હતો.* એ જશનો બરવકતે થયલાં કેહવાયજ નહીં. એ સઘળાં જશનોની ક્રીઆ આપણાં ધર્મની બારીકી પ્રમાણે બીલકુલજ ખોટી થઇ. ફકત ઇરાનનાં અને હીંદુસ્તાનનાં ઇરાનીઓએ અને કદમી ક્ષનુમવાલાઓએ બરાબર ૨૨ મી માર્ચે જમશેદી નવરો-

* આ બાબદ ૧૯૨૩ માં "પારસી અવાજ" ચોપાન્યામા મેં કોમનું ધ્યાન ખેંચયું હતું, કે કેવી રીતે અવસ્તા પેહલવી ભણેલા વીદ્વાન દસ્તુર દારાબ વઠોક અને મુંબઇ પુનાં અને કરાંચીનાં સઘળા દસ્તુરોએ આ ભુલ કીધી હતી.

જનું જશન કીધું. મને પોતાને ઇલ્મે ક્ષનુમનાં કોઇ પણ મંડળ સાથે અથવા બાહરનાં કોઇ પણ મંડળ સાથે બીલકુલ સંબંધ નથી. આ લખાણ એક અપક્ષપાત અભ્યાસી તરીકે લખું છું. પણ ઇલ્મે ક્ષનુમવાલાઓએ બીજે રોજ બહમન તે દીવસે પાળ્યો તે ખોટું હતું. હોરમજદ રોજજ ભણવો હતો. તેજ પ્રમાણે આવતા ૧૯૨૭ નાં વરસમાં† એજ ગંભીર ભુલ સઘળા દસ્તુરો કરશે. એ વરસમાં સુરજ sign of Aries માં ૨૧ મી માર્ચે રાતના ૮ વાગે દાખલ થશે એટલે જમશેદી નવરોજ ૨૨ મી માર્ચે ગણવો જોઇએ અને ૨૨ મી તારીખે અહુરમજદ રોજ ફસલી વાલાઓએ શરૂ કરવો જોઇએ. એટલુંજ નહીં પણ સરકારમાં આ તેહવાર ૨૧ મી માર્ચ ઉપરથી ફેરવાવીને જે વરસે ૨૨ મી માર્ચ ઉપર આવે તે વરસે ૨૨ મી તારીખ ઉપર લાવવો જોઈએ. હવે કબીસાનો દીવસ દર ચાર વરસે કયા વરસોમાં ઉમેરવો જોઇએ? જે વરસ Leap year નું ગણાય તેની આગમજનાં વરસમાં આપણે કબીસો કરવાથી ગણત્રી બરાબર આપણી દીનનાં ફરમાન મુજબ આવી રહેશે. દાખલા તરીકે ૧૯૨૭ નાં ફેબરવારીની ૨૧ મી તારીખે "રૂઝે વહીજક" તરીકે અવરદાદ સાલગાહનાં દીવસ ઉપર કબીસો પારસીઓમાં કરવામાં આવે તો બરાબર ૨૨ મી માર્ચે જમશેદી નવરોજ અહુરમજદ રોજ ફરવરદીન મહીનો આવી રેહશે અને ૧૯૨૮ માં ફેબરવારી ૨૯ હોવાથી તે વરસમાં બરાબર જમશેદી નવરોજ પોતાની મેળે ૨૧ મી માર્ચે બરાબર ગણત્રી પ્રમાણે આવીને ઉભો રહેશે. આ મારી ગણત્રી ઉપર ફસલનાં અભ્યાસીઓનું અને જે કમીટી નેમાવાની છે તેનું ધ્યાન ખેંચું છું. કારણ કે એ ગણત્રી ઉપરજ જમશેદી નવરોજનું જશન બરવકતે થશે, નહીં તો જેનો તેજ ઘોંટાળો દર ચાર વરસે આવ્યા કરશે.

હવે એક બીજી ભુલ જે અભ્યાસીઓ કરે છે તે ઉપર ધ્યાન ખેંચું છું. કેટલાકો કહે છે કે ગાહાનબારો એ કુદરતની પેદાયશનાં જશનો છે, અને કેટલાકો બલકે લગભગ સઘળાઓનું કહેવું છે. કે ગાહાનબારો એ રૂતુઓનાં જશનો છે અથવા રૂતુઓ પોતે છે. ફસલની

---

† આ લખાણ મેં ૧૯૨૬ નાં સપટેમબરમાં લખ્યું હતું, અને તે મુજબ એજ ભુલ ૧૯૨૭ માં પણ થઇ હતી. ૧૯૨૭ માં ફેબરવારી ૨૧ મી એ કબીસાનો દીવસ ઉમેરીને ૨૨ મી મારચે જમશેદી નવરોજ હોરમજદ રોજ ગણવો હતો, તો ૧૯૨૮ માં ૨૧ મી મારચે જમશેદી નવરોજ હોરમજદ રોજ બરાબર આવી રેહતે.

વીરૂધવાલાઓ એવું કહે છે કે રૂતુ દુન્યામાં બધેબધ જુદી જુદી છે તો તે જુદી જુદી રૂતુઓવાલા મુલકમાં રૂતુઓનાં જશનો ફસલી ગણત્રીથી કેવી રીતે થાય? Northern Hemisphere થી તદ્દન ઉલટી રૂતુ Southern Hemisphere માં હોય છે. આ વીરૂધવાલાઓની તકરાર વાજબી છે, કયારે કે ગાહાનબારો એ રૂતુઓ કહેવાય અથવા રૂતુઓનાં જશનો કહેવાય. પણ ગાહાનબારો એ ખુદ રૂતુઓ પણ નથી અને રૂતુઓનાં જશનો પણ નથી. પણ એક રીતે ગાહાનબારો રૂતુઓને ઉપજાવનાર source મુળ કહેવાય તે આગળ ચાલતાં સમજાશે. "ગાહાનબાર"નો અર્થ જુદોજ છે. "ગાહાનબાર" એ પેહલવી શબ્દ "ગાસાનબાર" ઉપરથી નીકળયો છે, જે "ગાસાનબાર" શબ્દનો અર્થ હું Divisions of Space or Time એવી રીતે કરૂં છું. Space વગર Time નો ખ્યાલ નહીં આવે. પણ અહીંઆ space તે zodiacal space છે,* જેનાં ૬ ભાગો તે ૬ ગાહાનબારો છે. અસલનાં primitive જમાનામાં Zodiac નાં ૬ ભાગો કીધા હતા. હમણાં આખા zodiac નાં ૧૨ ભાગો ગણાય છે, પણ ઘણાંજ અસલના જમાનામાં હજારો વરસની વાત ઉપર zodiac ની ૧૨ signs નહીં હતી, પણ ૬ signs ગણાતી હતી. અસલના Chaldeans ખાલદીઅનો અને ઇજીપશીઅનો જેઓથી Astrology ની science, આપણાં ઇરાનની પણ અગાઉ નીકળી હતી, જેઓએ zodiacal signs નાં ૬ ભાગો કીધેલા હતા, જે signs Taurus, Cancer, Virgo, Libra, Capricornus, અને Pisces એ હતી, જે સાઇનોનેજ આપણાં ૬ ગાહાનબારો સાથે બારીક નજદીકનો સંબંધ છે. તે કેવી રીતે તે આગળ ચાલતાં સમજાવીશ, અને જે ઉપરથી માલમ પડશે કે દુનીઆમાં રૂતુ જગેજગ ગમે એવી હોય, ભલે દક્ષીણ ગોળાર્ધમાં ઉતર ગોળાર્ધથી જુદી રૂતુ હોય, પણ ઉપલી ૬ signs માં જયારે જયારે અમુક અમુક ગ્રહો exaltation માં ઉંચનાં થઇને જે ખોરેહ magnetism દુનીઆમાં ફેળાવે છે તે ખોરેહ આખી દુનીઆમાં એકજ વખતે પંથરાય છે, તેથી એકજ વખતે ક્રીયાઓ સઘળે થવી જોઇએ, પણ તે ખોરેહની અસરથી થતી રૂતુ જુદે જુદે ઠેકાણે જુદે જુદે વખતે થાય છે તેથી રૂતુ દુનીઆમાં સઘળે ઠેકાણે એકજ વખતે સરખી હોતી નથી.

---

* "ગાહાનબાર" શબ્દનો આ નવોજ અર્થ **Divisions of Zodiacal Space** હું જાહેરમાં મુકું છું અને તે ઉપર પેહલવી અભ્યાસીઓનું ધ્યાન ખેંચું છું.

આખી દુનીઆમાં કોઇપણ જગાએ એકજ વખતે ફસલી રોજ માહથી ફીઆકામ થઇ શકે, પછી રૂતુ ગમે એવા જુદી હોય. હવે ગાહાનબારોની હું સમજણ આપીશ. અવસ્તા અને પેહલવી કેતાબો પ્રમાણે પેહલા ગાહાનબારને "મઇદીઓ જરેમય" કહે છે. એ બોલનો અર્થ "પુર લીલોતરી અથવા ભર વસંત રૂતુનો વખત" એ પ્રમાણે અવસ્તા ભાષાના અથંગ સ્કૉલર મરહુમ એર્વદ કાવસજી કાંગા કરે છે. અને તેનો literal અર્થ mid-spring એવો આપે છે. આ અર્થ "ભર લીલોતરીનો વખત" ખરો છે કેમજે તે વખતે તમામ દુનીઆમાં ઝાડ પાણો વગેરેમાં રસકસ આવે છે અને સઘળે લીલોતરી પંથરાય છે. ઉપલા "જરેમય" શબ્દની સાથનો વીસપરદમાં આવેલો બીજો અવસ્તા શબ્દ "પયંગહ" સંસ્કૃત પયસ એટલે fluid, sap એજ અર્થે વપરાયો છે. હવે Ptolemy ટૉલેમી જેને માટે મેં ઉપર લખ્યું છે અને જેને પોતાની કેતાબમાં કેટલેક ઠેકાણે આપણી કેતાબોનો આધાર લીધેલો લાગે છે, તે આ "જરેમય" શબ્દને moisture અથવા ભીણાસનાં અર્થમાં લખે છે તે નીચલા લખાણ ઉપરથી માલમ પડશે. સંસ્કૃતમાં "ઝર" એટલે water-fall આપણો ગુજરાતી શબ્દ "ઝરો" એ સઘળા એકજ અર્થે છે, તેથી અવસ્તા "જરેમય" નો અર્થ "ભીણાસ", *moisture* બરાબર લાગુ પડે. Ptolemy રૂતુઓના બાબમાં લખે છે:—

> **The year comprises four seasons; spring, summer, autumn and winter; of these, the spring partakes chiefly of *moisture*, for on the dissipation of cold and recommencement of warmth,* an expansion of the fluids takes places; the summer is principally hot, owing to the Sun's nearest approach to the zenith: the autumn is principally dry, because the recent heat has absorbed the moisture:**

---

* અહીંઆં રપીથ્વીનનો ઇસારો છે જે આપણાં બુન્દેહશનાં લખાણની બરાબર છે જેમાં કહે છે કે "જયારે ફ્રવરદીન માહ અને હોરમજ રોઝ થાય છે ત્યારે થંડીની રૂતુનું જોર ઓછું થાય છે અને ઉનાળો પોતાનાં અસલ મથકમાંથી ઉપર આવે છે. રપીથ્વીન જમીન હેથળથી ઉપર આવે છે અને ઝાડોનાં મેવાને પકવે છે"

and the winter is chiefly cold, because the Sun being then at his farthest distance from the zenith.

The beginning of the whole Zodiacal circle (which in its nature as a circle can have no other beginning nor end, capable of being determined), is therefore assumed to be the sign of Aries, which commences at the vernal equinox:* since the moisture of spring forms a primary beginning in the zodiac, analogous to the beginning of all animal life; which, in its first age of existence, abounds principally in moisture: the spring too like the first age of animal life, is soft and tender; it is therefore suitably placed as the opening of the year and is followed by the other seasons in appropriate succession. The summer comes second, and in its vigour and heat, agrees with the second age of animals; the prime of life, and the period most abounding in heat. Again the age when the prime of life has passed away, and in which decay prepares to advance, is chiefly abundant in dryness, and corresponds to the autumn. And the final period of old age, hastening to dissolution, is principally cold, like the winter.

---

* આ ઉપરથી ખુલ્લું જણાય છે કે ટૉલેમી vernal equinox ઉપર Aries ની Zodiacal sign શરૂ ગણતો હતો જે ૨૧-૨૨ માર્ચને દીવસે દાહડો અને રાત સરખા થાય, અને નહીં કે હીંદુઓ પ્રમાણે ૧૩ મી એપ્રેલે કે જે દીવસે તેઓ મેષ રાસી રેવતી તારાથી શરૂ ગણે. ટૉલેમીએ આ ગણત્રી આપણી કેતાબો ઉપરથી લીધેલી લાગે છે.

ઉપલા ટૉલેમીનાં ફકરા ઉપરથી એવું માલમ પડે છે કે તે Zodiacal sign અને constellation વચ્ચેનો ફરક સારી રીતે સમજતો હતો, અને તેને Precession of the Equinoxes નો કાયદો માલમ હતો, અને તેનો આધાર તેને આપણી કોઇ અવસ્તા પેહલવી કેતાબો અને ઇજીપશીઅન કેતાબો જે ઇજીપ્તમાં આવેલા શેહર ઍલૅક્ષાનદરીઆમાં, કે જયાં તેનો જન્મ થયો હતો, ત્યાંની મશહુર લાયબ્રેરીમાં જોવામાં આવી હોય, તેની ઉપરથી લીધો હોય. Precession of the Equinoxes નો કાયદો, ક્રાઇસ્તની ૧૫૦ વરસ અગાઉ Hipparchus હીપારકસે પેહલવેહલો શોધી કાઢયો એવું વિદવાનોનું કહેવું છે, પણ તે વાત ગળત છે કેમજે તેની પણ હજારો વરસ અગાઉ એ કાયદો અસલનાં Chaldeans ખાલ્દીઅનો ઇજીપશીઅનો, ચીનાઓ, અને ઇરાનીઓ જાણતા હતા. અહીંઆ ઇરાનીઓ બોલ મેં વાપડયો છે તે કાંઇ અટકલે વાપરયો નથી. મારી પાસે મજબુત સાહદતો છે જે ઉપરથી હું ભવીષ્યમા પુરવાર કરીશ કે અસલ ઇરાનીઓ પણ એ ગણત્રી જાણતા હતા. એ કાયદાની ઘણી બારીક ગણત્રી તો હજી હમણાં થોડા વરસ ઉપર ૧૮૯૭ માં Professor Simon Newcomb જાહેરમાં લાવ્યો. પણ ઇજીપ્તની પીરામીદનાં બાહરનાં અને અંદરના ચોકસ માપની ચોકસ ગણત્રી ઉપરથી એવું માલમ પડે છે કે Precession અને Perihelion ની બારીક ગણત્રી ઇજીપતની પીરામીદનો designer અને એનજીનીઅર ઘણી સારી રીતે જાણતો હતો અને તે પણ પ્રોફેસર ન્યુકોમ્બનાં Precession ની ગણત્રીના દેસીમલ આંકડાઓ જેટલીજ બારીકીથી જાણતો હતો. કેટલાકો ધારે છે તેમ પીરામીદ કાંઇ પાદશાહોને દાટવાની કબરને માટે નહીં બાધી હતી. પણ એનો દીઝાઇન કરનાર દુનીઆનો સૌથી મહાન ઇજનેર ઉપરાંત Astrology, Astronomy, Geometry, Physics, Gravitation વગેરેની વીદ્યા ઉપરાંત ભવીષવાણી કેહનાર મહાન પેગમબર હોવો જોઇએ. ઇજીપ્તની પીરામીદ દુનીઆની સાત અજાયબીઓમાંની એક અજાયબી ગણાય છે, પણ તેનાં બાહરનાં અને અંદરનાં બાંધકામમાં માણુસજાતની અકળ કામ નહીં કરે એવી હેરત ઉપજાવનારી ગુપ્ત વીદ્યા અને ઉંડી ફીલસુફી બતાવેલી છે, જે કોઇ તેનાં અભ્યાસનાં ઘણુંજ ઉંડાણુમાં ઉતરે તેનેજ તેનો સેહજ પણ ખીઆલ આવી શકે. બાકી સાધારણ માણુસો તો

એહુંજ ધારે કે પીરામીદ એ મુવેલા માણસોની ઘોર છે. પીરામીદનાં બાંધકામમાં શું વીદ્યાનો ભંડાર ભરેલો છે તે હું ઇચ્છું છું કે તેનો સેહજ પણ ખ્યાલ અત્રે આપી શકું પણ લંબાણ ઘણું થઇ જાય એવું હોવાથી હું લખી શકતો નથી, અને તેમાં પણ ઘણી બાબદો Science અને Mathematics ને લગતી હોવાથી સાધારણ સમજમાં ઉતરી શકે એવી નથી, પણ તે બારીક ગણત્રીઓને ફસલી સાલની ગણત્રી સાથે સંબંધ હોવાથી એ બાબદ ભવીષમાં હું કોઇ દીવસ હાથ ધરીશ. પીરામીદનો designer મોટો પેગમ્બર હતો, મોટો Master-genius હતો, અને હાલના જમાનાંની સઘળી વીદ્યાની શોધખોળો તેને માલમ હતી. સઘળા પેગમબરો અને બીજા મહાન ફીલસુફો પોતાની જવાનીમાં પીરામીદમાં ગુપ્ત વીદ્યા શીખતા હતા. પેગમબર Moses મોઝીસ અને ક્રાઇસ્તે પોતાની જવાનીમાં ત્યાંજ એલમ લીધો હતો. અને આપણાં પેગમબર જરતોસ્ત માટે પણ મારા અભ્યાસ ઉપરથી એવું માનવાને મને મુસ્તકામ સબબો છે કે જરતોસ્તે પોતે પણ પોતાનાં એકાંતવાસનાં વરસોમાંનો મોટો ભાગ ત્યાંજ કાઢયો હતો, અને પાછળથી ત્યાંનો સૌથી વડો ધર્મગુરૂ નેમાયો હતો. આ સઘળી વાત હું ભવીષમાં સાબેત કરી આપીશ. Manetho મનેથો નામનો અસલ ઇજીપશીઅન ધર્મગુરૂ જે ક્રાઇસ્તની ત્રણસો વરસ અગાઉ ઇજીપ્તમાં થઇ ગયો તે લખે છે કે ઇજીપ્તનાં શેહર Heliopolis માં એક ધર્મનું મકાન હતું જે સુરજ અથવા મીથ્રને* અરપણ કીધું હતું, જ્યાં માજીઓ અથવા મગવો ધર્મનાં છુપા ભેદો ઇજીપ્તના ધર્મગુરૂઓને શીખવતા હતા.” મોઝીઝ પણ પેહલા ઇજીપ્તમાં ત્યાંનોજ ધર્મગુરૂ હતો અને પાછલથી યાહુદીઓને ઇજીપ્ત-માંથી પૅલેસ્ટાઇનમાં લઈ ગયો હતો. ક્રાઇસ્ત પણ પોતાના બાળપણ-થીજ ઇજીપ્ત જઇને રહયો હતો. ઍરીસ્તોતલ કહે છે કે માજીઓ ઇજીપ્તનાં ધર્મગુરૂઓ કરતાં પણ વધારે કદીમ હતા. નિચલા ફીલસુફો, સાયન્તીસ્તો, ઍસ્ત્રોનૉમરો, અને મૅથમૅટીશીઅનોએ ઇજીપ્તનાં ધર્મ-ગુરૂઓ અને આપણાં મગવો પાસે એલમ લીધો હતો:—

Thales (640–546 B. C.), Pythagoras (569–470 B. C.), Democritus (570–460 B. C.), Anaxagoras (born 499 B. C.), Eudoxus (405–355 B. C.), Plato

* આપણી દરેમેહર અસલ મીથ્રનું મકાન હતું.

(429–350 B. C.), Euclid (323–285 B. C.), Aristyllus & Timocharis (320–260 B. C.), Aristarchus (326–250 B. C.), Archimedes (287–212 B. C.), Eratosthenes (276–196. B. C.), Apollonius (247–205 B. C.), Hipparchus (190–120 B. C.), Menelaus (end of 1st century B. C.), Ptolemy (120–160 A. D.)

આ ઉપર ટપકેનું લીસ્ટ છે. એ ઉપરાંત અસલના જમાનાનાં ઘણાં ફીલસુફો અને વીદ્વાનોએ ઇજીપ્તમાં, ઇરાનમાં અને બૅબીલૉનમાં આવેલા ખાલ્દીઅનો પાસેથી એલમ લીધો હતો. અસલનાં જમાનાંમાં એલમની શોધમાં ફરનારાઓને ઇજીપ્તમાં, બૅબીલૉનમાં, ઇરાનમાં અને યુફ્રેતીસ નદીની આસપાસનાં મોલકોમાં મગવો અને ઇજીપશીયન ધર્મગુરૂઓ પાસેથી એલમ મલી શકતો હતો. બાકી એવું કેહવું કે અસલ હીંદુસ્તાનમાં એલમનો ભંડાર ભરેલો હતો અને સઘળી વિદ્યાનું મુળ મથક હીંદુસ્તાનમાં હતું, એ સઘળું વાહીઆત છે. અસલની તવારીખ ઉપરથી એ બીલકુલ સાબેત થઇ શકશે નહીં. એ ફકત હીંદુઓનો અને આપણી કોમમાં પારસી થીઓસોફીસ્તોનો અને થોડાક એકળ દોકળ સફેદ તોપીવાળા પારસીઓનો ધખારો છે. "રામાયણ" અને "મહાભારત"માં તવારીખ જેવું બીલકુલ કાંઇબી નથી. તમામ flight of imagination થી ભરપુર એ ચોપડીઓ છે. કોઇબી જાતનાં અટકળનાં ઓરંગા ફેંકયા અગાઉ તવારીખી સાહદતો બતાવવી જોઇએ, અને Historical Truth તવારીખી સચ્ચાઇને મારી કુટીને મરડવી નહીં જોઇએ. મીસીસ બીસાંત ઓરંગો ફેંકે કે ૨૦ હજાર વરસ કે ૩૦ હજાર વરસ ઉપર હીંદુસ્તાનમાં civilisation સુધારો ઉંચી ટોંચ ઉપર હતો તો મીસીસ બીસાંત તવારીખ ઉપર કોઇ મોટી authority નથી કે આપણા પારસી થીઑસોફીસ્તો તે જે કહે તેની ઉપર હા જી હાનું ડોકું ધુણાવે! હવે આપણા વંદીદાદની બીજી પરગરદમાં જમશેદનાં "વર" યાને ગુફાનું વર્ણન આવે છે. એ "વર" અથવા ગુફો ઇરાનનાં કોઇપણ ભાગમાં બંધાયલી નીશાની માલમ પડતી નથી. પણ વંદીદાદમાં જણાવેલો એ "વર" યા ગુફો યા મકાન તેજ ઇજીપ્તની Great Pyramid પીરામીદ એ સાબેત કરવાની મારી પાસે પુરતી સાહદતો છે, જે કોઇ વખત જણાવીશ. આપણા પારસીઓએ જમશેદ પાદશાહ કે પીશદાદીઅન વંશનાં પાદશાહોની શોધ હાલનાં

ઇરાનમાં નહીં પણ ઇરાનની બાહરનાં મુલકોમાં કરવી પડશે. વંદીદાદમાં જણાવેલો "વર" અથવા ગુફા યા મકાનનો વડો "રદ" અથવા વડો ધર્મગુરૂ જરતોસ્ત પોતે અને પછી તેનો છોકરો ઉર્વતતનર થયો હતો, પણ તેઓ આ "વર" તે ઇજીપ્તની પીરામીદના વડા ધર્મગુરૂઓ હતા. પીરામીદમાં આ વડા ધર્મગુરૂની જગા કુદરતનાં સઘળા ભેદો જાણનાર અને સઘળી વીદ્યાઓ અને ગુપ્ત એલમથી માકીતગાર સર્વથી મહાન Master ને મલતી હતી. એક ચેલો અથવા ઉમેદવાર initiate થયા પછી પીરામીદના અંદરના બાંધકામમાં આવેલા સઘળા passages રસ્તાઓના તબક્કાઓ રફ્તે રફ્તે ચઢી છેવટે Master ની પદવી મેળવી 'King's Chamber' માં દાખલ થતો હતો. હમણાં પણ ફ્રીમેશનોમાં તેને મલતો સેહજ અંશ રહી ગયલો છે.* આપણામાં પણ "નાવર" ની ક્રીઆમાં initiate થવા પછી તબકકે તબકકે ચઢી "મરાતબ" થઇ "અએરપત" એરવદની પદવી પામ્યા પછી છેલ્લે "મગોપતાન મગોપત" મોબેદાન મોબેદની સર્વથી ઉંચી પદવીએ ચઢતા હતા. ઇજીપશીઅન ભાષાનો એક શબ્દ "એરપાત" એટલે વડો ધર્મગુરૂ તે આપણાં "અએરપત" અથવા એરવદને મલતો છે, અને આપણો આ "અએરપત" શબ્દ ઇજીપશીઅન "એરપાત" ઉપરથી નીકળેલો છે.† ઇજીપશીઅનોની "Book of the Dead" જે ઘણાજ અસલના જમાનાંમાં જરથોસ્તની પણ અગાઉ અસલ ઇજીપ-શીઅન ભાષામા લખાયલી હતી, અને આપણા કેટલાક નસ્ક ખાસ કરીને હાદોખ્ત નસ્ક, એઓનું એકજ origin હતું. વંદીદાદની બીજી પરગર્દ જે ઘણાં અસલનાં જમાનામાં લખાયલી છે તેમાં જમશેદનાં "વર" અથવા ગુફાને માટે લખાણ છે કે તે "ચરેતુ–દ્રાજે" જેટલો લાંબો

---

* ફ્રીમેશનોની, સુફીઝમની, અને મીથ્રઇઝમની mysteries છુપા ભેદો Pyramid ની mysteries નાં અસલ source મુળ ઉપરથી નીકળેળી છે.

† ઇજીપશીઅનોમાં શરીર સંબંધી, મગજ સંબંધી અને રવાન soul સંબંધી બીળકુળજ ખામી વગરનાં સંપુર્ણ પવીત્ર માણસનેજ શરૂઆતમાં પીરામીદની mysteries માં initiate કરીને પછી પીરામીદની અંદરનાં એક પછી એક ચઢતા તબકકાઓમાં દાખલ કરીને "એરપાત" ની પદવીમાં દાખલ કરી છેલ્લાં Master ની પદવી ઉપર ચઢાવતા હતા, તેમ આપણાંમાં બીળકુળજ ખામી વગરનાં પરહેજગાર આદમી કે જેને પાપ નહીં કીધાં હોય તેવાનેજ નાવરમાં initiate કરી આગળ ચાલતાં એરવદ બનાવી છેવટે મગવની પદવી ઉપર ચઢાવતા.

હતો. આ "ચરેતુ-દ્રાજો" બોલનો અર્થ કાવસજી કાંગા "ઘોડો દોડી શકે એટલી જગા" અને દાર્મેસ્ટેટેર Darmesteter "riding ground" કરે છે. એ બેઉ અર્થોમાં કાંઇપણ લાગુ પડતી appropriate sense અથવા મતલબ સમાતી નથી. એ બોલનો તદન જુદોજ મીનીંગ થાય છે, અને તે બાબદને ફસલી સાલની આ બાબદ સાથે ઘણોજ નજદીકનો સંબંધ છે છતાં હું અત્રે લખી શકતો નથી, કેમ જે એ ફક્ત એકજ શબ્દ ઉપર એક આખો રેસાલો થઈ જાય, અને એક નવીજ original બાબદ ઉપર લંબાણથી લખવું પડે. પણ ટુંકમાં એટલુંજ લખીશ કે ચોકસ માપ કે જે પીરામીદના બાંધકામ સાથે Geometry જીઓમેત્રીનો સંબંધ રાખે છે તે વંદીદાદમાં બતાવેલું છે, અને તે માપની ગણત્રી પીરામીદનાં બાંધકામની અંદર Precession of the Equinoxes ની ગણત્રી આપેલી છે તે ગણત્રી ઉપરથી લીધી છે. હીંદુસ્તાનનાં લોકોનો અને મરાથાઓનો માનીતો મરનાર તીલક જે એક મોહટો અભ્યાસી અને સ્કૉલર હતો તે પોતાની Orion નામની ચોપડીમાં એવું લખે છે કે Precession of the Equinoxes ની ચોકસ ગણત્રી ફક્ત હીંદુઓનેજ અસલ માલમ હતી,* પણ દુનીઆની કોઇબી અસલ પ્રજાઓમાં એ ગણત્રી જણાયલી હતી નહીં. પણ મેં ઉપર જણાવ્યું તેમ અસલ બેબીલોન મુલકના ખાલદીઅનો, ઇજીપશીઅનો, ચીનાઓ અને ઇરાનીઓ એ ગણત્રી સારી રીતે જાણતા હતા. હીંદુઓમાં એક એવી national trait કોમી ખાસીઅત છે કે તેઓ સઘળી વીદ્યાનું મુળ હીંદુસ્તાનમાં હતું એમ ધખારો રાખે છે; પણ જ્યારે સઘળી વીદ્યાઓ અને એલમો ઉપર જણાવેલી અસલ પ્રજાઓમાં હતા તે વખતે હીંદુસ્તાનમાં civilisation સુધારા જેવું કાંઇ હતું નહીં અને જંગલી લોકો હીંદુસ્તાનમાં વસ્તા હતા. હીંદુઓના બાપદાદાઓ સઘળી વીદ્યા Central Asia ની આસપાસના મોલકોમાથી હીંદુસ્તાનમાં લઇ આવ્યા, જેની અગાઉ હીંદુસ્તાનમાં સુધારાની બાબદમાં તદન અંધારૂં હતું. તે વખતે હીંદુસ્તાનમાં ભીલ, કોલી, કાથોરી વગેરે કાલી પ્રજાનાં લોકો રેહતા હતા, જેઓ બીળકુળ જંગલી અને લગભગ નગન હાલતમાં રેહતા હતા. આર્ય લોકો યાને હાલનાં હીંદુઓનાં બાપદાદાઓનું હીંદુસ્તાનમાં migration થયું તે એકજ

* આ વાતને એક બીજા થીઑસૉફીસ્ત મી૰ ધનજીભાઈ ફુરલેવાલા પોતાનાં મતમાં "જામે જમશેદ" ની અંદર ટેકો આપે છે.

જગાએથી નહીં થયું પણ ઘણાં મોલકોમાંથી થયું. થોડે થોડે વખતે તેઓ નીચલા મોલકોમાંથી સખ્યા બંધ આવ્યા હતા :– ઇજીપત, બૅબીલોનીઆ, ઍસીરીઆ, Elam ઇલામ, પાસ, પારથીઆ, મીદીઆ, આરમીનીઆ, હીતાઇત Hittites લોકોનો મોલક વગેરે, અને તે સઘળા મોલકોની legends દંતકથા તેઓ સાથે લેતા આવ્યા હતા, અને તે સઘળી દંતકથાઓનુ mixture ખીચડો તેઓએ જે પુસ્તકો પાછળથી હીંદુસ્તાનમાં આવીને લખ્યાં તેની અંદર સમાવેલું છે. એ પ્રમાણે જે ખરી અસલ તવારીખનો અંશ તે અસલ દંતકથાઓમાં હતો તેમાં ઘણો ફેરફાર થઇ ગયો અને તમામ અટકળનાં ઓરંગાઓ તેઓની ચોપડીઓમાં લખાયા, જે ચોપડીઓ તેઓ ધારે છે તેટલી જુનાં જમાનાંમાં લખાઇ નથી. રામાયણ અને માહભારતમાં જણાવેલા characters પાત્રો કોઇ હીંદુસ્તાનમાં થઇ ગયા નથી, પણ ઉપર જણાવેલા મોલકોમાં થઇ ગયાછે. Mathematics અને Astrology ની વિદ્યા તેઓ મુખ્ય કરીને ખાલ્દીઅન લોકો પાસેથી લાવ્યા હતા. પણ જે ખરૂં સાયંસ તે અસલ મોલકોમાં હતું તેમાં પાછળથી હીંદુસ્તાનમાં ઘણો ફેરફાર થઇ ગયો હતો. દાખલા તરીકે મી૦ તીલકના હીંદુ જોતીષ શાસ્ત્રમાં જે ગણત્રી Precession ની આવેલી છે તેના કરતાં પણ વધારે બારીક ગણત્રી હમણાના જમાનાની પ્રોફેસર ન્યુકોમ્બે† આપેલા બારીક દેસીમલના

---

† ૧૮૯૭ માં પ્રોફેસર ન્યુકોમબે Precession ની બારીક ગણત્રી દર વરસે ૫૦". ૨૪૫૩ આસરે ૫૦ સેકંદ ઠરાવી. બરાબર એજ ગણત્રી, બલકે એનાં કરતાં પણ વધારે scientific constant સાયન્સ હેરત ઉપજાવે એટલી બારીક ગણત્રી, ઇજીપતના પીરામીદના અને આપણાં વંદીદાદના બીજી પરગરદમાં જણાવેલી છે. જ્યારે મી૦ તીલકના હીંદુ જોતીષશાસ્ત્રમાં દર વરસે ૫૪ સેકંદ જણાવેલી, તે ઉપરથી એવું પુરવાર થાય છે કે હીંદુઓનું સાયંસ છેક સુધારાના ટોચ પુગું હતું એ સઘળી ધાંધળ પોકળ છે. Hipparchus હીપારકસ જેને માટે ખોટી રીતે કેહવાય છે કે તેને Precession ના કાયદા પહેલા જાહેરમાં મુકયા તેને તો તે ગણત્રી દર વરસે ૩૬ સેકંદની ઠરાવી. હીપારકસે એ ગણત્રી ઇજીપશીઅનો પાસથી લેવામાં કેવી રીતે ભુલ કરી હતી એ હું ભવીષમાં વંદીદાદના બીજા પરગરદ ઉપરના મારા રસાલામાં જણાવીશ, જે ઉપરથી માલુમ પડશે કે એક બીજા થીઓસોફીસ્ત મી૦ નવરોજી ખંડાળાવાલા જેવણે તો વંદીદાદનાં લખાણને બાળકુળ અજાણ માણસોને હાથે લખાયલું ધારીને તદ્દનજ હલકા જેવું ગણે છે, અને જેમ જમશેદમાં, આપણા અવસ્તાનાં લખાણોને તદ્દન વાહીઆત ધારીને, ગાથાનાં લખાણો વગેરે ઉપર હુમલો કરે છે, અને એવું કહે છે કે ગાથાનાં લખાણો તદ્દન કચરા જેવા આપમતલબી છે, અને એ પ્રમાણે જરથોસ્ત અને તેના ચેલાઓ કરતાં પણ પોતાને વધારે ડાહપણવાલામાં ખપાવે છે, તેવણના ખાત્રી થશે કે આપણી કેતાબો જે તમામ નાશ પામી છતાં થોડું બચેલું છે તેના પણ ટલું બારીક સાયંસ અને ફીલસુફી સમાયલી છે.

હીસાબની Precession of the Equinoxes ની ગણત્રી જેટલીજ બારીક ગણત્રી પીરામીદના બાંધકામમાં લીધી છે, અને વંદીદાદના લખનારને પણ તે ગણત્રી સારી રીતે માલમ હતી એ હું કોઇ વખતે ભવીષમાં પુરવાર કરી આપીશ. તેજ વંદીદાદની બીજી પરગરદમાં એજ બાબદના સંબંધમા એક ફકરો છે કે "તેઓ એક વરસને એક દાહડો વીચારે છે." આ ઘણો ગુંચવણ ભરેલો ફકરો છે, જો કે તરજુમો સેહલો છે અને સઘળા સ્કૉલરો એવોજ મીનીંગ કરે છે. પણ તેની મતલબ sense સ્કૉલરોને ગુંચવાવે છે. આ ફકરા ઉપર તીલકે મોટી ઇમારત ઉથાવી અને પોતાની ચોપડી "Arctic Home in the Vedas" મા એવો ઓરંગો ફેંકયો કે આ ફકરા ઉપરથી એવું માલમ પડે છે કે પારસીઓ અને હીંદુઓ તે વખતે North Pole ઉપર રેહતા હતા, કારણ ત્યાં ૬ મહીના સુધી સુરજ અસ્ત પામતો નથી. એ પ્રમાણે પારસીઓનું વંદીદાદમા જણાવેલું ઇરાનવેજ North Pole ઉતર ધ્રુવમાં તીલકે થોકી બેસાડયું. પણ આ વંદીદાદની બીજી પરગરદનો ફકરો "તેઓ એક વરસને એક દાહડો વીચારે છે" જુદીજ sense મતલબ ધરાવે છે, અને તે બાબદ પીરામીદના બાંધકામનાં ચોકસ માપની ગણુતીના સંબંધમા આ ફસલની બાબદ સાથે તાળુકો રાખે છે. પણ આ ફકરા ઉપર પણ એક આખો રેસાલો જોઇએ તેથી પુષ્કળ લંબાણ થઇ જવાને લીધે અત્રે સમજાવી શકતો નથી, પણ એ ગણત્રી ઉપરથી બાઇબલમાં આવેલી Daniel ની Prophecy અને St. John નું Revelation અને જામાસ્પની આપણી પેહલવી કેતાબોમાં આવેલી ભવીષમાં બનનારા બનાવોની આગાહી અને પેગમ્બરોનાં આવવાનો વખત એ સઘળી બીના જે પીરામીદના બાંધકામનાં માપની ગણત્રીમાં ઘણીજ હેરત ભરેલી રીતે જણાવેલી છે, તે ગણત્રીની સાથે ઉપલો વંદીદાદનો ફકરો સંબંધ રાખે છે. North Pole ઉતર ધ્રુવને આ ફકરા સાથે કાંઇપણ લાગતું વળગતું નથી, તે આપણાં કેટલાક પારસી સ્કૉલરો જે તીલકની થીઅરીને ટેકો આપે છે, તેઓએ એ ઉપર ખુબ દરીઆફત કરવો.

હવે મુળ બાબદ ઉપર આવતાં ટૉલેમીનો ઉપર અંગ્રેજીમાં આપેલો ફકરો ઉપરાંત એક બીજો ફકરો અહીંઆ Ptolemy ની કેતાબમાથી ટાકું છું તે ઉપરથી અનુમાન થાય છે કે તેને આપણા ધર્મની અસલ કેતાબોમાંથી થોડું થોડું લીધું હતું. આ ફકરો ણુનદે-

હશના એક પ્રકરાને મળતો છે, જો કે ટૉલેમીએ બુનદેહશ ઉપરથી નથી લીધો કેમજે બુનદેહશ લખાઇ તેની ૯૦૦ વરસ અગાઉ ટૉલેમી થઇ ગયો. પણ બુનદેહશ જે "દામદાદ" નસ્ક ઉપરથી લખાઈ તે દામદાદ નસ્કનું અસલ લખાણ અથવા તરજુમો પેહલવીમાં, ગ્રીકમાં કે ઇજીપશીઅન ભાષામાં ટૉલેમીના જોવામા ઍલૅક્ષાનદરીઆની લાયબ્રેરીમાં આવ્યો હોય. પેહલાં બુનદેહશનું લખાણ આપું છું પછી ટૉલેમીનો ફકરો સમજાવીશ. બુનદેહશમા આવેલું છે કે "ઉતર તરફ જ્યાં જમેસ્તાનનું મંઝલ અથવા મકાન છે ત્યાં હંમેશ સરદી છે કેમજે ત્યાં શીઆળો ઘણો જોરમાં હોવાથી જમેસ્તાનની સરદીને ગરમી ઉપજે એવી રીતે મારી શકાતી નથી. હવે એ બાબદ ઉપર Ptolemy શું કહે છે? The northern point or angle of the lower heaven, is the most cold; for the Sun's meridian position in this part of the earth is far removed from it in declination: and all winds thence proceeding, under the common name of north winds, are cold and frosty. ઉપલા પ્રકરામાં ટૉલેમી બુનદેહશનાં પ્રકરાનાં ઉતર તરફનાં મકાનને પૉઈંત અથવા ખુણો કરીને કહે છે જે ઘણો સરદ છે. અને આપણી કેતાબોમાં પણ ઉતર તરફથી ફુંકતા પવનને સખત, નાશકારક, દેવની રસમનો પવન ગણેલો છે. આપણી કેતાબો નાશ પામી અને આપણા ધર્મગુરૂઓએ તેની નકલો સાચવી નહીં; પણ આપણી કેતાબોનાં તરજુમાં અરેબીક અને ગ્રીકમાં થયલા હતા, તેમાંથી હજી પણ ઘણી નવી શોધો થઇ શકે અને આપણાં સાહીત્ય ઉપર ઘણું નવું અજવાળું પડી શકે. અસલ ગ્રીક ભાષામાં એક કેતાબ લખાઈ હતી જેનું નામ "Geoponica" કરીને હતું. તે કેતાબ ખેતીવાડીની વીદ્યા ઉપર લખાઇ હતી, અને તેમાં ઘણા બાબો જુદી જુદી રૂતુ અને તેની અસરો અને જુદા જુદા સેતારા અને ગ્રહોની શું અસર રૂતુ અને ખેતી ઉપર થાય તેના વર્ણનનાં ઉતારા "જરથોસ્તની કેતાબો ઉપરથી પણ લીધા હતા" એવું ખાસ તે ગ્રીક કેતાબમાં જણાવેલું હતું. આ કેતાબની ગ્રીસમાં શોધ થવી જોઇએ. આપણા અવસ્તા પેહલવીનાં સ્કૉલરોએ પોતાની શોધખોળની દીશા ગ્રીક, અરેબીક અને ઇજીપશીઅન કેતાબો તરફ ફેરવવી જોઇએ. હજી પણ ઘણું નવું જાણવાનું મળશે. બાકી ખાલી

વ્યાકરણ અને ફાઇલૉલૉજી ઉપરજ સઘળું ધ્યાન રોકવાથી આપણા સાહીત્ય ઉપર કાંઇ પણ નવી રોશની પડતી નથી.* એકવીસ નસ્કો-માંનો એક નસ્ક જેને "ખસ્ત નસ્ક" અથવા "ખુસ્ત નસ્ક" કરીને કેહતા હતા તેમાં ખેતીવાદી Agriculture ની વીદ્યા બાબે ઘણુંક લખાણ હતું તે નસ્ક ઉપરથી ઉપલી ગ્રીક કેતાબ "Geoponica" માં ઘણાંક ઉતારા કીધા હોય એ બનવાજોગ છે.

હવે આ લખાણનાં છેલ્લા અને સર્વથી અગત્યનાં ભાગ ઉપર આવીને ફસલની ઘણી બીના બાબદને Astrology ની મદદથી સમજાવીને ફસલી રોજ માહની ગણત્રીજ ખરી છે અને શેહનશાહી કદમી ગણત્રી બીલકુલ ખોટી છે તે સેહલથી સાબેત કરી આપીશ. દરેક ગાહાનબારો અને દરેક જશનોને છુટા છુટા તેઓનાં મહીનાં-ઓનાં અનુક્રમ પ્રમાણે લઇશ. પેહલેથીજ હું ફરવરદીન મહીનો પેહલો અને સાતમો મેહર મહીનો એ ઉપરથી ગણત્રી શરૂ કરીશ, અને દએ મહીનો પેહલો એવો sentimental ધખારો રાખનારા-ઓની ગણત્રીને ધ્યાનમાં નહીં લેઇશ, કેમજે પેહલી નજરે જોતાંજ તે કોઇબી ખરા અભ્યાસીએ બીલકુલજ કબુલ કરવા લાયક નથી, અને તે નીચલા લખાણમાં પુરતી રીતે સાબેત થયલું જણાશે.

હવે પેહલો મહીનો ફરવરદીનની મોકાબેલ sign of Aries આવે છે. Aries નો અર્થ Ram મેંઢો થાય છે. ઘણાં અસલનાં જમાનામાં મારા આગલા લખાણમા જણાવા મુજબ જ્યારે Zodiac ની ૬ signs ગણાતી હતી ત્યારે પેહલી sign† Taurus હતી, જે

* આ લખાણ વાંચીને કોઇએ એમ નહીં ધારવું કે હું ફાઇલૉલૉજીનો વીરૂધ છેઉં. અસલની ભાષા સમજવા માટે ફાઇલૉલૉજીની તો જરૂરજ છે, પણ તે ઉપરાંત આસપાસની ઘણીએક વીદ્યાઓનાં અભ્યાસની મોટી જરૂર છે

† ઘણાંજ અસલનાં જમાનાંમાં જ્યારે Taurus ની sign ને પેહલી મુકવામાં આવી હતી તે વખતે અસલનાં જમાનાંની ભાષાઓનો પેહલો અક્ષર એની ઉપરથીજ લીધો હતો. Taurus નો અર્થ લેટીન ભાષામાં Bull ગોધો એવો થાય છે. હવે ઘણુંજ અજાયબ જેવું છે કે અસલની ભાષાઓ જેવી કે Phœnician ફીનીશીઅન, Chaldæan ખાલ્ડીઅન, Hebrew હીબ્રુ અને બીજી semitic સેમીટીક ભાષાઓ અને હાલના જમાનાંની ભાષાઓ અરેબીક અને ફારસીનો પેહલો અક્ષર "અલફ" અથવા "અલેફ" છે. એ શબ્દનો અરથ ગોધો થાય છે. ગ્રીક ભાષામાં પણ આલ્ફાબેતનો પેહલો અક્ષર Alpha આલ્ફા નામનો છે, તે એ "અલેફ"નેજ મલતો છે. એ પ્રમાણે ઘણાંજ અસલનાં જમાનાંમાં Taurus ને પેહલી રાસી મુકરર કીધી તેમ

હમણાં બીજી રાસી છે. પણ જ્યારે ૧૨ રાસી મુકરર કરવામાં આવી ત્યારે પેહલી sign Aries ને મુકવામાં આવી, જે sign ની પેહલી દીગરી Vernal Equinox ઉપર શરૂ કરવામાં આવે, જે વખતે દાહડો અને રાત સરખા થાય, ત્યારથી જમશેદી નવરોજનું નવું સાલ શરૂ કરવામાં આવ્યું. અને તે અસલ ઇરાનની રસમ હાલમાં પણ ત્યાં ચાલુ છે. હવે જ્યારે Aries ની પેહલી દીગરીમાં સુરજ હમલ*માં આવે યાને દાખલ થાય પછી સહવારનાં હાવન ગેહમાં સુરજ exaltation માં પોતાની ઉંચની રાસીમાં દાખલ થવાનો શરૂ થાય, તેનું જશન શરૂ થતું હતું, જે જમશેદી નવરોજનું જશન કહેવાતું હતું, અને બપોરનાં રપીથ્વીનનું જશન થતું હતું જે હાલમાં અરદીબેહશત રોજે થાય છે. આ વાત દસ્તુરો, એર્વદો અને સ્કૉલરોએ ખુબ યાદ રાખવી કે સુરજ જ્યારે પોતાની ઉંચની રાસી Aries ની પેહલી દીગરીની પેહલી મીનીતમાં દાખલ થાય પછીજ સહવારનાં હોરમજદ રોજનું જશન થઇ શકે. હોરમજદ રોજ મહીનાંનો પેહલોજ રોજ હોવાથી તે Aries ની ૧ લી દીગરી ઉપરજ ગણાઇ શકાય, નહીં કે ૧૨ માં મહીનાં Pisces ની ૩૦ મી દીગરી ઉપર. આ બાબદ Astrology નાં નીયમ ઉપર

---

ભાષાનાં પેહલા અક્ષરને પણ એજ નામ આપ્યું. Taurus ની sign નો આકાર symbol જેમ ગોધાનાં શીંગડાંનાં જેવો છે તેમ ઇજીપશીયન ભાષામાં પણ ગોધા શબદને આજ શીંગડાનાં symbol થી બતાવેલો છે, અને ઘણું અજાયબ જેવું છે કે હાલની અંગ્રેજી ભાષાનો પેહલો અક્ષર A ને જો ઉંધો કરીને જોઇએ તો ગોધાનાં શીંગડાંની symbol જેવો લાગે છે. એજ symbol ઘણાંજ અસલનાં જમાનાંમાં ઇજીપતમાં પણ વપરાતો હતો. ઇજીપતની બાબદો ઉપર મોટી authority ગણાતા Professor Petrie કહે છે કે "The history of the *alphabet* is as old as civilisation." ત્યાર પછી લાંબો વખત રહીને જ્યારે Aries ને પેહલી sign નકકી કીધી તોપણ ભાષાઓનો પેહલો અક્ષર તો Taurus નોજ ખ્યાલ આપતો રહી ગયો. Taurus ની પેહલી sign ગણાતી બંધ પડયા પછી પણ ઘણી સદીઓ સુધી તેનો ખ્યાલ રહી ગયો હતો. Virgil લખે છે "the white bull with the golden horns opens the year". તે ઘણાં અસલનાં જમાનાંમાં Taurus ની sign ની ૬૦ દીગરી હતી તેથી Aries અને Taurus તેમા બેઉ સમાઈ જતી હતી. આ રસમ છેક ૪૬૯૯ B. C. ના સાલથી શરૂ થઈ હતી તે ૧૭૮૦ B. C. ના સાલ સુધી ચાલુ હતી જે વખતે Aries ની sign ને પેહલી ગણવાની શરૂ કરવામા આવી અને ૬૦ દીગરીમાંથી Aries ને ૨૦ દીગરી આપી અને Taurus ને ૪૦ દીગરી આપવામાં આવી.

* અરબો અને ઇરાનીઓ આ sign of Aries ને બુરજે હમલ કહે છે.

રચાયલી છે કે જે system ઉપર આપણાં રોજ માહ અને જશનો ગાહામબારો જરથોસ્ત અને જામાસ્પે ગોઠવી આપેલા હતા. જો પેહલી દીગરીમાં રાતે સુરજ દાખલ થાય તો બીજે દીવસે સવારનાંજ જમશેદી નવરોજનું જશન હોરમજદ રોજ ભણીને કરવું જોઇએ, કેમજે તે વખતે સુરજ Aries ની ૧ લી દીગરી ઉપરજ રહેલો છે, નહીં કે બીજી દીગરી ઉપર. પછી ભલે તે દીવસ ૨૨ મી માર્ચ હોય. આપણુને ૨૧ મી માર્ચ સાથે કામજ શું છે? ૨૧ મી માર્ચ સાથે આપણુને જરા પણ લાગતું વળગતું નથી; કેમજે કોઇ વરસ ૨૧ મી માર્ચે સહવારનાં અથવા સાંજના સુરજ છેલ્લી ૧૨ મી રાસી Sign of Pisces ની ૩૦ મી દીગરીમાં હોય છે તે વખતે સુરજને Sign of Aries ની પેહલી દીગરીમાં દાખલ થયેલો ખોટી રીતે ધારી લેઇને ઉંચનાં રવીનું જશન માંડવું એ કેટલું હસવા જેવું છે? પણ એ હસવા જેવી વાત આખા હીંદુસ્તાનનાં સઘળા દસ્તુરોએ ૧૯૨૩ માં કરી બતાવી, જે વખતે ૨૧ મી માર્ચે રાતનાં ૮ વાગા સુધી સુરજ sign of Pisces ની ૩૦ મી દીગરીમાં હતો અને દસતુરોએ તે દીવસેજ સહવારનાં અને સાંજના સુરજ Aries માં દાખલ થયલાનું જશન કીધું! ૧૯૨૭ માં પણ આજ ચમત્કારીક મોજેજો દસતુરો કરી બતાવશે.* આપણી પેહલવી કેતાબોમાં લખેલું છે કે જ્યારે બવીવનો પેગમ્બર આવશે ત્યારે સુરજને દસ દીવસો સુધી અટકાવી રાખવાનો મોજેજો કરી બતાવશે, પણ તેના કરતાં પણ વધારે ચમત્કારીક મોજેજો આજનાં જમાનાનાં દસ્તુરો તો એવો કરી બતાવે છે કે ૨૧ મી માર્ચે સુરજને Pisces ની ૩૦ મી દીગરી ઉપરથી આંચકો મારીને એક દીગરી આગળ ચલાવીને Aries ની ૧ લી દીગરી ઉપર એક દીવસ અગાઉથી લાવી મુકે છે. કરાંચીના દસ્તુર તો ૩ દીવસ આગળથી ૧૯ મી માર્ચે જ્યારે સુરજ Pisces ની ૨૮ મી દીગરી ઉપર હોય ત્યારે સુરજને વધારે જોરમાં આંચકો મારીને એકદમ ત્રણ દીગરી આગળ ચલાવી દે છે. હવે રવી Aries ની sign માં exaltation માં ઉંચનો શું કામ થાય તે માટે આપણુને Ptolemy ટૉલૅમીની કેતાબની મદદ લેવી પડશે, કેમજે આપણી અસલ કેતાબો હાલમાં નથી, પણ ટૉલૅમીએ આપણી અસલ કેતાબોમાંથી

* આ લખાણ ૧૯૨૬ નાં સપ્ટેમ્બરમાં થયલું અને ૧૯૨૭ ની ૨૧ મી માર્ચે દસ્તુરોએ જમશેદી નવરોજનું જશન કીધું.

કેટલુંક લીધેલું લાગે છે. Ptolemy કહે છે "that which is termed the exaltation of the planets is considered by the following rules:

The Sun on his entrance into Aries is then passing into the higher and more northern semicircle; but, on his entrance into Libra, into the more southern and lower one: his exaltation, therefore, is determined to be in Aries, as when present in that sign, he begins to lengthen the days and the influence of his heating nature increases at the same time. His fall is placed in Libra, for the converse reasons. ઉપલા ટૉલૅમીનાં ફકરા પ્રમાણે સુરજ Aries ની sign માં ઉંચનો કેહવાય અને Libra ની sign માં નીચનો કેહવાય. આપણાં હાલનાં જમાનાનાં ઘણાં અક્કલમંદ પારસીઓ ઉંચનાં સુરજનાં વખતે નીચના સુરજનાં વખતનું જશન કરે છે, તે તો સમજ્યા, પણ હુશીઆર અભ્યાસીઓ જેઓ દએ મહીનો પેહલો ગણે છે તેઓ Libra ની sign ની વખતે આવવો જોઇતો સાતમો મેહર મહીનો કેવી રીતે ગોઠવી શકશે? હવે આગળ ચાલો. આ ફરવરદીન મહીનામાં ફરવરદીન રોજે એક જશન કરવામાં આવે છે. કેટલાકો એવું માને છે કે આ જશન રોજ માહ સરખા થયા તેથી થાય છે. પણ આ જશનની બીજી મતલબ છે. ફરવરદીન રોજ મહીનાંનો ૧૯ મો રોજ છે. હવે Ptolemy પ્રમાણે આ મહીનાની sign of Aries ની બરાબર ૧૯ મી દીગરીમાંજ સુરજ સંપુર્ણ ઉંચનો exaltation માં જાય છે, તેથી આ સંપુર્ણ ઉંચનાં સુરજનું magnetism ખોરેહ જશન કરનાર જોતી માંથ્રનાં vibrations થી આ દુનીઆમાં ઉતારવામાં મદદગાર થાય છે. આ દીવસનું સુરજનું ખોરેહ આખા વરસમાં સૌથી વધારે જોરાવર હોવાથી તેનો લાભ અસલ ખરો પરેહજગાર જશન કરનાર જોતી લોકોને આપતો હતો. અને આ દીવસનાં સુરજનાં ખોરેહનાં ખાસ સંજોગોને લીધે આ દીવસે ફરોહરો આવતાં હોય અને તે કારણથી આપણામાં આ દીને ડુંગરવાડી ઉપર જવાની રસમ પડેલી હોય. આ દીવસ અસલનાં યાહુદીઓમાં અને તે ઉપરથી ક્રીસ્ચીઅનોમાં ઘણોજ અગત્યનો તેહવાર હતો, જેને તેઓ **Paschal Lamb** નો અને **Passover** નો તેહવાર

ુતા અને મેંઢાનો ભોગ ધર્મગુરૂઓ ક્રિયા કરીને આપતા હતા. આ
ી Aries નો અર્થ મેંઢો છે, અને આ રાસીનો આકાર પણ
ઢાનાં શીંગડાં* જેવો છે, તેથી સુરજ મેંઢાની રાસીમાં ઉંચનો થતો
ાથી તેઓમાં મેંઢાનો ભોગ આપવાની ક્રિયાની રસમ દાખલ
લી હોવી જોઇએ. પણ અફસોસ કે તેજ દીવસે જુલમી યાહુદીઓએ
ચારા એક નીર્દોષ મેંઢાં ક્રાઇસ્ત પેગમ્બરનો ભોગ ક્રોસ ઉપર
ાવીને લીધો હતો. આપણામાં પણ અસલ તેજ દીવસે,મેંઢાંને હળાલ
ાને બેહરામ યજદની ક્રિયા કરતા હોવા જોઇએ. બેહરામ ઇજદ
ગળનાં ગરેહ સાથે સંબંધ રાખે છે અને આ મેષ રાસી (સંસ્કૃતમાં
ને મેંઢો કહે છે) sign of Aries મંગળ Mars નું ઘેર જોતીષ-
આમાં કેહવાય છે. અસલ ઇજીપશીઅન લખાણમાં આ દીવસ
જીપશીઅન મહીનો "ફરમથી" નો ૧૯ મોજ દીવસ હતો. આ
રમથી" શબ્દ કાંઇક "ફરવશી" અથવા "ફરવદીન" સાથે મલે છે.

હવે બીજો મહીનો અરદીબેહશત તેની મોકાબેળાની રાસી sign
Taurus છે. આપણે ઉપર જોઇ ગયા તેમ Taurus નો અર્થ
ull ગોધો થાય છે. આ રાસી આપણાં પારસીઓને સૌથી વધારે
ગત્યની છે, તે નીચલા લખાણ ઉપરથી માલમ પડશે. દુનીઆમાં
દા જુદા મુલકો જુદી જુદી ૧૨ રાસીઓની અસર ટળે છે.
ા ઇરાનનો મોલક આ Taurus રાસીની અસર
ા છે. Taurus ની sign નો માળેક ruling planet
enus શુક્ર છે, તેથી ઇરાનના લોકો ભપકા સપકા, સારાં કપડાં
ને મોજ મજાહનાં શોકીણ હતા અને છે. તેજ નાદ હાલનાં પારસી-
ામા ઉતરેલો છે. Aries ની sign ની અસર ટળે England અને
ermany છે. એ રાસીનો ruling planet મંગળ Mars છે,
ી તેઓ લડાઇમા હુશીઆર છે. તેઓનું music વટીક martial
. હીંદુસ્તાન sign of Capricornus ની અસર ટળે છે, તેનો
ling planet સની Saturn છે, તેથી તેનાં લોકો Saturnine
ાસીઅતનાં અને તેઓનું મ્યુઝીક વટીક ગમગીન Saturnine છે.
ીની અસર ટળે તેઓ કદીબી સ્વરાજ ભોગવી શકશે નહીં, કે
ારીખમાં આગળ કદી ભોગવ્યું નથી. અને એક Martial પ્રજા

---

* આ મેંઢાનાં શીંગડાંનાં આકારની રાસીને આપણાં મોબેદોની તેવાજ આકા-
ની ટોપી "જાંહગીરી કોલાહ" સાથે બહોજ નજદીકનો સંબંધ છે.

ઇંગલંડ જે હીંદુસ્તાન ઉપર હાકમી ભોગવે છે તે કુદરતનાં કાયદા અનુસાર છે; પછી ગમે એટલા સ્વરાજીસ્તો ફાંફાં મારે.

હીંદુસ્તાનમાં ઘણાં સાધુઓ, ફકીરો અને ભીખારીઓ ઉભાઇ જાય છે તે આ સનીનાં ascetic influence ને લીધે છે. હવે આ Taurus ની sign ની અસર ટળે ઇરાનનો મોલક છે, જેની અસલી ઈમારતો ઉપર જે ગોધા કોતરેલા છે તે આ Taurus ની sign સાથે સંબંધ ધરાવે છે.* Taurus માં આવેલા સેતારા Pleiad નાં સાત તારાનાં ઝુમખાંનો સૌથી તેજસ્વી સેતારો Alcyonê મોટી ઇમારતો સાથે સંબંધ ધરાવતો હોવાથી અસલ ઇમારતોનો પાયો foundation આ તારાનાં ચોકસ જગા ઉપર આવવાનાં વખતે નખાતો હતો. ઇજીપતની પીરામીદની ચોકસ જગાને આ તારાની જગાની alignment માં સીધી લીટીએ રાખેલી હતી, જે જગાનું direction તે વખતે ૨૧૪૪ B. C. નાં વરસમાં Pleiades માંનાં Alcyonê સેતારા સાથે હતું, અને પીરામીદનાં બાંધકામની અંદરની બીજી ચોકસ જગાનું alignment તેજ વરસે Polar Star સાથે આવ્યું હતું કે જે અજબ સંજોગ ૨૫ હજાર વર્ષમાં ફકત તેજ વરસમાં આવ્યો હતો. યુફ્રેતીસ નદી આગળનાં મોલકોની legends કથામાં પણ આ Alcyonê તારાને ઈમારતોનાં પાયા નાખવાની ક્રીયા સાથે સંબંધ હતો એમ માલમ પડે છે.† બૅબીલૅાનીઅન અને ઍસીરીઅન ભાષાઓનાં શબ્દોમાં આ Alcyonê તારાનો literal અર્થ foundation કરીને થાય છે.§ આ Taurus

* અસલ ઇરાનમાં દારાયસ અને ઝરક્ષીસ પાદશાહોનાં મેહલોમાં મોટા ગોધા કોતરેલા છે અને તેની નકલ આપણાં પારસીઓએ ધર્મનાં મકાનોમાં મુંબઇમાં કીધી છે. બજારગેતનાં કુવારા ઉપર જે મોટા ગોધા છે તે પણ તેની નકલ છે. પણ પારસીઓએ યાદ રાખવું કે આપણાં અસલી પારસી પાદશાહોએ ઇરાનમાં તે ગોધાઓની નકલ બૅબીલૅાનીઅન અને એસીરીઅન મોલકનાં ગોધાઓનાં કોતરકામ ઉપરથી આબેહુબ નકલ કીધેલી હતી.

† બૅબીલૅાન શેહરનો પેહલ વેહલો પાયો ૨૨૨૮ B. C. નાં સાલમાં જ્યારે **equinox, Taurus** ની ૧૭ ડીગરી ઉપર તે વખતે પડયો હતો તે વખતે નખાયો હતો.

§ અસલ બૅબીલૅાન અને ઈજીપતમાં મોટી ઇમારતો બાંધવાની અગાઉ તેનાં પાયામાં એક ગોધાનો ભોગ આપીને ગોધાની ખોપરી અને હાડકાં પાયાની અંદર નાંખતા હતા. યુફ્રેતીસ નદીની આસપાસનાં મોલકોની કથામાં દુનીઆની મોટી રેલ આવવાની અગાઉનાં દસ રાજાઓનાં નામો આવેલાં છે તેમાંના બીજા રાજાનું નામ

ની sign માં ચંદ્ર ઉંચનો exaltation માં થાય છે. Taurus એટલે Bull ગોધો આપણે ઉપર જોઇ ગયા. અસલની બૅબીલૉની-અન અને ઇજીપશીઅન કથાઓમાં ચંદ્રને ગોધા સાથે ઘણો સંબંધ બતાવેલો છે. અસલ ઇજીપશીઅનો ઑસીરીસ Osiris દેવતાને Moon–god તરીકે કેહતા હતા. આપણું અવસ્તામાં ચંદ્રને "માંઓંગહેમ ગઓચીથ્રેમ" કરીને ગણેલો છે, તે ચંદ્રને ગોધા સાથનાં સંબંધમાં જણાવેલો છે.* અસલ ઇજીપશીઅનોમાં ગોધો તેઓના ધર્મક્રિયામાં ઘણો પવીત્ર અને મુખ્ય ભાગ લેતો ગણાતો. આપણી નારંગ દીનની ક્રિયામાં ગોધો મુખ્ય ભાગ લે છે. વરસીઓ જો મરણ પામે તો સઘળી ક્રિયાઓ અટકી જાય છે. આપણી ઇજશનેની ક્રિયામાં ગોધાનાં શીંગડાનાં આકારનો જે "માહરૂઇ" વપરાય છે તેને Taurus ની sign સાથે સંબંધ છે, અને એની બીજી ગુપ્ત ફીલસુફી પણ છે, પણ તેનો રમઝ ભેદ હું અતરે લખી શકતો નથી. આપણાં સદરાનાં ગળાં આગળનાં બોરીઆને પણ આ Taurus ની sign સાથે સંબંધ છે. આ સઘળાં ઉપરથી માલમ પડશે કે આપણો તમામ ધર્મ અને તેની ક્રિયાઓ Astrology જોતીષશાસ્ત્ર ઉપર રચાયલી છે. Taurus ની sign નો આકાર symbol પણ ઍસ્ટ્રૉલૉજીની સાયંસમાં પુનમનાં ગોળ ચંદ્રમાં ઉપર ગોધાનાં શીંગડાં હોય એવો છે, અને તેજ આકારનો "માહરૂ" છે. હવે આ Taurus ની sign ની ૩ જી દીગરીમાં Ptolemy ટૉલૅમી પ્રમાણે ચંદ્રમાં ઉંચનો exaltation માં જાય છે. જ્યારે સુરજ Taurus ની sign ની ૩ દીગરી ઉપર આવે છે, જે દીવસે ચંદ્રમાં ઉંચનો થાય છે, તેજ બરાબર દીવસે આપણે ફસલી ગણત્રી પ્રમાણે ૩ જો અરદીબેહસ્ત રોજ અને

---

Alaparos કરીને હતું. હવે અસલ બૅબીલૉન મૌલકમાંની સૌથી અસલ પ્રજા જે Akkadian અકદીઅન નામથી ઓળખાતી હતી તેઓની Akkadian ભાષામાં આ Alaparos રાજાનાં નામનું derivation ધાતુ Alap અલપ એટલે ગોધો અને ur ઉર એટલે foundation પાયો ઉપરથી નીકળેલું છે. આપણાં પારસીઓની અંદર કોઈ જાડા આળસુ માણસને મશ્કેરીમાં અલ્લુ પારો કરીને કહે છે તે કદાચ આ Alaparos અલાપારોસ નામનાં રાજાની દંતકથાનો સેહજ ભાસ રહી ગયલો હોય! બજાર ગેતનાં ફુવારા ઉપરનો ગોધો ખુદ અલ્લુ પારાનું પુતળું તો નહીં હોય!

* અસલની Hittite પ્રજાનાં લોકોનાં inscriptions માં ગોધાનાં માથાંને ચંદ્રનાં crescent નાં આકારની સાથે જોડેલો છે.

અરદીબેહસ્ત મહીનાનું જશન કરીએ છીએ, તે કાંઇ રોજ માહ એક થયાથી નથી કરતા. પણ Taurus ની રાસીમાં ચંદ્રમાં ઉંચનો થવાથી જશન કરીએ છીએ. આ ઉપરથી માલમ પડે છે કે જરથોસ્ત અને જામાસ્પે કેટલી બારીકીથી આપણાં રોજ માહ Astrology ની સાયંસ પ્રમાણે ગોઠવી આપ્યા છે, જેને આ જમાનાંનાં શીખેલામાં ખપતા પારસીઓ, પણ ખરેખર રીતે જોતાં બીલકુલ અભણ દોઢ ચતુરો ઉલટાવી નાંખવા નીકળ્યા છે. આ બારીક ગણત્રી ઉપરથી દેહ મહીનો પહલો ગણવાની તરફેણવાલાઓ પણ પોતાની ભુલ જોઇ શકશે. ચંદ્ર ઉંચનો થવા બાબદ Ptolemy ટૉલેમી નીચે પ્રમાણે કહે છે. The Moon, again, after conjunction* with the Sun in Aries, the seat of his exaltation, makes her first appearance, and begins to augment her light in Taurus, the first sign of her own triplicity, which is consequently ascribed to be her exaltation; while Scorpio, the opposite sign, is her fall.

ઉપલો ફકરો પણ ટૉલેમીએ આપણી કોઇ અસલ કેતાબ ઉપરથી લખેલો લાગે છે. જેઓ એની વાહીઆત તકરાર ચાલે છે કે ફસલી-વાલાઓ યુરોપીઅન સુધારો દાખલ કરવા માંગે છે તેઓને ઉપલું લખાણ અર્પણ કરૂં છું.

એ પ્રમાણે આ મહીનામાં ચંદ્ર ઉંચનો exaltation માં થવાથી આપણે પેહલો મઐઇદીઓજરેમ ગાહાનબાર કરીએ છીએ. આગળ ચાલતાં હું બતાવીશ કે જે જે મહીનામાં અમુક ગરેહ ઉંચનો થાય તેજ મહીનાંમાં ગાહાનબાર ગોથવાયલા છે.

હવે ત્રીજી sign of Gemini જેની મોકાબેલ આપણો ત્રીજો મહીનો ખોરદાદ છે. આ મહીનામા કાંઇ ગરેહ ઉંચનો નહીં હોવાથી કોઇ ગાહાનબાર નથી. અવસ્તામાં ખોરદાદને "ફસલને બરાબર વખત

---

* Aries ની sign માં સુરજ દાખલ થયા પછી પેહલવેહલું ચંદ્ર સાથે conjunction થાય છે તેને Neomenia અથવા New Moon કરીને કહે છે. અસલની મજ્દઓમાં આ મોટો તેહવાર હતો જે હમણાં ભુલાઈ ગયેલો છે. તે દીવસે ચંદ્રનો નવો જનમ દીવસ ગણતા જેમ સુરજનો નવો જનમ દીવસ Christmas ઉપર ગણતા, જે સુરજનાં નવા જનમ દીવસ માટે ખુલાસો દએ મહીનાં ઉપર આગળ ચાલતાં આપેલો છે.

ઉપર લાવવાનો સરદાર" કરીને ગણેલો છે. તેજ કારણથી સ્પંદારમદ મહીનામાં ખોરદાદ રોજની સાથે અવરદાદ સાલગાહ નામનો રોજ ઉમેરીને કબીસો કરવાનો છે. અસલ એક ઇજીપશીઅન મહીનો Thoth નામનો હતો. જેમ આપણાંમાં ખોરદાદ એ મહીનાંનું તેમજ અમસારપંદનું નામ છે તેજ પ્રમાણે Thoth નામ મહીનાનું તેમજ મોટા દેવતાનું નામ હતું, અને બહુજ અસલ જમાનામાં લખાયલી ઈજીપશીઅનોની "Book of the Dead" માં Thoth ને "વખત માપનાર અને ફસલ બરાબર લાવનાર" એજ પ્રમાણે અવસ્તાની માફક જણાવેલો છે. હું આશા રાખું છું કે આ લખાણ ઉપરથી આપણાં અવસ્તા અને પેહલવીનાં લખાણોને માન આપતા કેટલાક પારસીઓ શીખશે, જેઓ અવસ્તા પેહલવીના લખાણોને અક્કલ વગરના હસવા જેવા ગણે છે. અવસ્તામાં ખોરદાદ અને અમરદાદને સાથે જોડાયલા ગણેલા છે. એની મોકાબેલ Gemini ની sign છે તે Gemini નો અર્થ પણ twins થાય છે. તેજ પ્રમાણે ઇજીપશીઅનોનો Thoth જેની મોકાબેલ આપણો ખોરદાદ છે તેની સાથે બીજો જોડ્યો દેવતા Khons છે.

હવે ચોથી sign of Cancer જેની મોકાબેલ આપણો ફસલી ચોથો મહીનો તીર જેને અવસ્તામાં તેશતર સેતારો કહેલો છે. હવે આ મહીનાંમાં તીર માહ તીર રોજને દીને તીરંગાનનું જશન આપણે કરીએ છીએ, જે દીવસે ૧ લી જુલાઇ આવે છે. હવે એક ઘણોજ અજાયબ જેવો સંજોગ છે કે હમણાં Sirius સેતારો, અવસ્તાનો તેશતર સેતારો, બરાબર Cancer ની sign ની ૧૩ મી દાગરી ઉપર છે, અને તીર મહીનાંમાં તીર રોજ પણ બરાબર ૧૩ મોજ રોજ છે. આ વિષે અહિંઆં કોઇને મારી સામે તકરારનાં મેદાનમાં કુદી પડવાની લાલચ થશે, પણ હું અગાઉથી કહી દઉં છું કે એટલું તો હું સારી રીતે સમજું છું કે Precession of the Equinoxes ની ગણત્રી પ્રમાણે આ Sirius તારો એ જગાએ હઠતો હઠતો આવેલો છે. પણ ઘણુંજ અસલનાં જમાનાંમાં B. C. ૨૩૪૪ નાં સાલમાં યાને પીરામીદ બાંધવાની ૨૦૦ વરસ અગાઉ જ્યારે deluge જળ રેલ આવી હતી તેની અગાઉ આપણી દુનીઆની ધરી axis હાલની જગાએ નહીં હતી. કોઇ comet પુછડીઓ તારો અથવા કોઇ heavenly body આપણી દુનીઆ સાથે

અથડવાથી દુનીઆની ધરી axis ઝોંક ખાઇને વાંકી થઇ હાલની જગા ઉપર incline થઇને આવી તેનાં પરીણામમાં આખો એક ખંડ continent ઍતલાન્તીસ Atlantis નામનો દરીયામાં ગરક થઇ ગયો અને દરીયાનાં પાણી પાહડ જેટલા ઉંચે ઉછળવાથી પરીણામમાં દુનીઆની રેલ આવી, તે વખતની અગાઉ તારાઓની જગા જે હાલની Zodiacal signs ની જગા ઉપર હતી, તે જગાની ગણત્રી ઉપરથી આ Sirius તેશતર સેતારાની જગા બરાબર તીર માહ તીર રોજે જરથોસ્ત અને જામાસ્પે ગોઠવેલી હોવી જોઇએ. આપણી અસલ કેતાબો હાલ હસ્તીમાં નહીં હોવાથી મને "હોવી જોઇએ" એમ લખવું પડે છે.* પણ એ અનુમાનના ટેકામાં હું બીજી સાહદત આપીશ. જે

---

* આ લખાણ લખ્યા પછી હાલમાં મારૂં ધ્યાન ખેંચાયું છે કે "ઇરાનીઅન બુનદેહશ" જે પેહલવીનાં અથંગ સ્કૉલર મરહુમ એર્વદ તેહમુરસ અંકલેશરીઆની માલેકીમાં હતી અને જે હાલ તેઓનાં વીદવાન બેટા મી૦ બેહરામગોર પાસે છે, તેનો પેહલવીમાંથી ગુજરાતી કે અંગ્રેજીમાં હજી સુધી તરજુમો થયો નથી, તેમાં એક ફકરો આવેલો છે. આ ફકરાનો સાર એવી મતલબનો છે કે અસલ આસમાન સતર પાયા ઉપર હતું, તે સતર પાયા યાને તારાઓનાં plane ઉપરથી આહરેમને ઉભા રહીને આસમાનને આંચકો મારીને એક ત્રતીઆંઉસ નીચે ખેંચી લાવ્યો. હવે આ ફકરો અસલ "દામદાદ નુસ્ક" ઉપરથી બુનદેહશમાં લખાયો, જે "દામદાદ નુસ્ક"નો બાહોશ લખનાર તેની મતલબ સારી રીતે સમજતો હોવો જોઈએ. અહીઆં જ્ઞાની વાંચનારને તુરત માલુમ પડશે કે આ પૃથવીની axis ધરીની બાબદ છે કે જે અસલ જગા ઉપરથી ઝોંક ખાઇને હાલની inclined હાલત ઉપર આવી, અને Astronomy જેઓ સ્કુલમાં શીખ્યા હશે તેઓ સમજશે કે વાંકી ધરીના મુળ કારણથી હાલમાં જુદી જુદી રૂતુઓ થાય છે. પણ જ્યારે પૃથવીની ધરી અસલ જગાએ હતી તે વખતે રૂતુ સરખી હતી, જે બાબદ આપણા વંદીદાદમાં છે કે જમશેદનાં વખતમાં રૂતુ સરખી હતી,—નહીં થંડી કે નહીં ગરમી, કે નહીં મરકી કે દુઃખદરદો. વંદીદાદની આ બીજી પરગરદનો લખનાર પૃથવીના axis ની આગલી હાલત અને પાછળથી ઝોંક ખાધા પછીની હાલત અને તેનાં પરીણામમાં દુનીઆની રૂતુમાં થયલા ફેરફાર એ સઘળું સાયંસ સારી રીતે જાણતો હોવો જોઇએ. તે ઉપરાંત મારા આગળ લખ્યા પ્રમાણે Precession નો કાયદો અને Zodiacal signs અને constellation વચ્ચેનો ફરક, અને ગાહાનબારો અને જશનોને Zodiacal signs સાથે નજદીકનો સંબંધ, અને ઇજીપતની પીરામીદનાં બાધકામનાં માપ સાથનો ફસલી સાલનો સંબંધ એ સઘળું જાણતા મહાન નરનાં વખતમાં ૪ વરસે એક દીવસ ઉમેરવાનું ફસલી કૅલેન્ડર નહીં ચાલુ હતું એ વાત જ્ઞાની વાંચનાર જેને આ બધી બાબદોનો અભ્યાસ કીધો હશે તેનાં માનવામાં આવશે નહીં. મી૦ નવરોજી ખંડાળેવાળા જેવણને અવસ્તા

વખતે અને જે જગાએ તીર યસ્ત લખાઇ હશે તે વખતે heliacal rising of Sirius આ ૧ લી જુલાઇએ થતો હોવો જોઇએ તેથી તેની મોકાબેલ તીરીઆનનું જશન ગોઠવેલું છે. પણ ઘણાં અસલનાં જમાનાંમાં ઇજીપશીઅન ભાષામાં લખાયલા Papyrus માં જણાવેલું છે કે Senusert III રાજાના વખતમાં એક મંદીરનાં ધર્મગુરૂએ તે શેહરનાં ગવરનર ઉંપર લખી મોકલ્યું કે heliacal rising of Sirius બરાબર ૧ લી જુલાઇએ પડશે તેથી ધારમીક તેહવાર તે દીવસે પાળવો જોઇએ. આ તેહવારની ક્રીઆઓ ઇજીપ્તમાં ઘણી અગત્યની ગણાતી હતી. આ લખાણુ મુજબનો તેહવાર ૧ લી જુલાઇ ૧૯૧૬ B. C. ને દીને પડયો હતો. ઘણું અજબ જેવું છે કે હાલનાં જમાનામાં પણ ૧ લી જુલાઇએ ફસલી ગણત્રી પ્રમાણે તીરંગાનનું જશન પડે છે, અને હાલનાં જમાનામાં fixed stars ની જગા જરથોસ્તી રોજ માહ પ્રમાણે છે–ફસલી રોજ માહ પ્રમાણે–નહીં કે શેહનશાહી કદમી રોજ માહ પ્રમાણે. હવે Precession of the Equinoxes ની ગણત્રી પ્રમાણે દુનીઆની Polar axis લગભગ

---

પેહલવીનાં લખાણોમાં સઘળું વાહીઆત હસવા જેવું લાગે છે તેવણુને ઉપલા બુનદેહશના ફકરા ઉપરથી ઘણું હસવું આવશે કે સેતાન આસમાનને આંચકો મારીને કેમ નીચે ખેંચી લાયો હશે. તેવણને આ ફકરાને મલતો એક બાઇબલમાંનો ફકરો અતરે ટાંકી બતાવું છું. બાઇબલમાં આવેલું છે કે "The Dragon drew with his tail a third part of the stars of Heaven" બુનદેહશમાં "અહરેમન" શબ્દ છે અને બાઈબલમાં Dragon એટલે અઝદાહ સાંપ બોલ છે. હવે આ Dragon શબ્દ લેટીન અને ગ્રીક ભાષામાં સાંપ અઝદાહને અરથે વપરાય છે, તે Dracon અથવા Draconis છે. આ Draconis શબ્દ Alpha Draconis અથવા Pole-star ને લાગુ પડે છે, જે Pole-star તરફજ આપણી દુનીઆની axis ધરી હંમેશાં સીધી લીટીએ ખેંચાયલી રહે છે. અને ઉપલો બુનદેહશનો ફકરો અને બાઇબલમાંનો ફકરો એ એવી મતલબ ધરાવે છે કે અસલ દુનીઆની axis જુદી જગાએ હતો અને કોઇ અકસમાતથી હાલની જગાએ એક ત્રતીઆંઉંસ જેટલી હઠી ગયલી છે. આ Alpha Draconis અથવા Pole-star નો ખુદ આકાર પણ એક લાંબી પુછડીવાળા મોટા અઝદાહનાં આકાર જેવો છે. St. George and Dragon વાળી legend કથા આજ Draconis અથવા Dragon ઉપરથી નીકળી છે. આ સાયનટીફીક ખોલાસો વાંચયા પછી પણ મીο નવરોજી ખંડાળેવાળા અવસ્તા પેહલવીના લખાણોને હસવા જેવા વાહીઆત તરીકે ગણશે કે?

૨૫૮૨૬* વરસે એક ચકરાવો લે છે તે ચકરાવો હાલમાં પુરો થયે હશે અને ફ્રશોગર્દ યાને નવો જમાનો શરૂ થયલો લાગે છે, જે જમાનો, પીરામીદની અંદરનાં બાંધકામ ઉપરની ચોક્કસ ગણત્રી પ્રમાણે ચાર હજાર વરસ ઉપર આગાહીઓ લખાઇ હતી તે મુજબ ગઇ સદીમાં ઇસવી સન ૧૮૪૪ માં શરૂ થયલો છે. આપણી પેહલવી કેતાબોમાં જણાવેલો કીઆમતનો દાહડો અને આખર જમાનો, અને બાઇબલમાં જણાવેલો Day of Judgment ઘણોજ નજદીક આવી લાગેલો છે, અને આપણી કેતાબોમાં આવેલી જામાસ્પની આગાહીઓ, બાઇબલમાં આવેલી Daniel ની Prophecy અને St. John ની Revelation અને પીરામીદના અજાયબ જેવા બાંધકામમાં બતાવેલી બારીક આગાહીઓ એવું બતાવે છે કે ભયંકર મોટી આખી દુનીઆની લડાઇ, શાહ વહરામ વરજાવંદનું બાહર પડવું, પેગમ્બર સઓષીઅંતનું જાહેર થવું, એ જમાનો ઘણોજ નજદીક આવી લાગેલો છે, અને એ સઘળું પાંચ વરસમાં બનશે. આ બાબદ ઉપર ઘણું લંબાણથી ગયે વરસે પુનામાં ભાષણમાં મેં જણાંવ્યું હતું.† તેથી અત્રે લંબાણ નહીં કરતાં મુળ બાબદ ઉપર આવીશ. હવે આજ તીર મહીનામાં બીજો ગાહાનબાર મઇદયોશહેમ પડે છે. કારણ આજ તીર મહીનામાં Jupiter ગુરૂનો અથવા બ્રેસપતીનો ગરેહ Cancer ની

---

* **Precession of the Equinoxes** ની ગણત્રી પ્રમાણે જુદે જુદે જમાને આ ચકરાવાના વરસોની ગણત્રી વધતી ઓછી **vary** હેરફેર થાય છે. પણ મેં ૨૫૮૨૬ વરસ લીધાં છે તે પીરામીદની અંદર આ ચકરાવાનાં વરસોની ગણત્રી એક **mathematical constant** અથવા **mean** આખર જમાનાંનાં છેલ્લા **quarter** **Precessional Cycle** માટે **standard** ઠરાવી છે તે ૨૫૮૨૬-૫૪ વરસોની છે, અને તેજ ગણત્રી વંદીદાદની બીજી પરગરદનાં લખનારે ધ્યાનમાં લીધી છે.

† આ ભાષણ પુનામાં મેં ૧૯૨૫ નાં અકટોબર મહીનામાં આપ્યું હતું અને તેમાં મેં જરથોસ્તનાં ત્રણ છોકરા જે ભવીષમાં ત્રણ પેગમબરો તરીકે આવવાનાં પેહલવી કેતાબોમાં લખેલા છે તે બાબદ હાથ ધરી હતી, તેમાં મેં પેહલવી કેતાબોની આગાહી, બાઇબલની આગાહી અને પીરામીદની આગાહી અને Astrology ની મદદથી એવું જણાવ્યું હતું કે ૧૯૨૬ નાં વરસથી દુનીઆમાં બધે ધરતીકંપો, રેલ, તોફાણ, આગ, દુકાળ, મરકી શરૂ થશે. ૧૯૨૮ માં જબરદસ્ત લડાઈ શરૂ થશે અને ૧૯૩૨ માં જમશેદી નવરોજ ટાંકણે ભવીષનો પેગમબર જેરૂસેલમ જે અસલ ઈરાનની સરહદ હતી ત્યાંથી બાહર પડીને સુલેહ ફેલાવીને અસલ ખાલેસ ધરમ પાછો તમામ દુનીઆમાં ફેલાવશે. આ મારા બોલવા પ્રમાણે ધરતીકંપો રેલ વગેરે તો શરૂ થઈ ચુકું. બાકીનાં બનાવો માટે વખત ઘણોજ નજદીક આવેલો છે આ દુનીઆને માથે ભારી મોટી આફતોનું વાદળ લટકેલું છે. પણ તે પેગમબર તે પેલા થીઑસૉફીસ્તોએ એક મદરાસી છોકરાને ઉભો કીધેલો છે તે નહીં ધારવો. ખરા પેગમબરનો દેખાવ ઓરજ બોરેહમંદ ઝલકાતવાળું **magnetism** ખેંચાણ ધરાવશે. તેજ પ્રમાણે પેલા બહાઇ લોકો એક બહાઉલ્લા નામનાં શખસને પેગમબર તરીકે માને છે તે આપરા ઈરાની લોકો ફોકત ભુલમાં ફાંફાં મારે છે. તે લોકો પાંચ વરસમાં પોતાની ભુલ જોશે.

sign ની ૧૫ મી દીગરીમાં ઉંચનો થાય છે, જે દીવસે ગાહાનબાર થાય છે. તેશતર તીર Sirius જેવો તમામ સેતારાઓમાં સર્વથી વધારે તેજસ્વી first magnitude નો તારો અને ગુરૂ જેવો સર્વથી બખતાવર ગરેહ એ એનાં vibrations તીરંગાનનાં જશનને દીવસે અને ગાહનબારનાં જશનને દીને બહુજ જોરાવર હોય છે. પણ અફ્‌સોસ કે તે ગોરેહ ખેંચવાની શકતી અસલનાં મગવોની માફક હાલનાં મોબેદોમાં કે દસ્તુરોમાં નથી. નહીં તો આપણી કોમનો મામલો હમણાં કાંઇ જુદોજ હતે, અને ક્રિયા કામોની અસર અજબજ એજમતી નીવડતે. તે છતાંબી જે થોડી ઘણીબી અસર તારા અને ગરેહ તરફથી બરવકતે ક્રીયા કરવાથી મલે તેનો પણ લાભ પારસી કોમ ખોટે વખતે ક્રિયા કામો કરવાથી મેળવી શકતા નથી, અને એ પ્રમાણે સર્વથી બુલંદ અસર ધરાવનારી ક્રિયાનો મોતેબર ધર્મ એક કોરીનેબી કામનો આ જમાનામાં થઇ પડતો નથી. તમામ શેહનશાહી અને કદમી રોજ માહ પ્રમાણે થતી ક્રિયાઓ ફોકત પાણીમાં બરબાદ જાય છે, અને તેની જરાપણ અસર થતી નથી. આ Cancer ની sign માં ગુરૂનો ગરેહ exaltation માં ઉંચનો થાય છે, તે બાબદ Ptolemy ટૉલૅમી નીચે પ્રમાણે લખે છે:—

Jupiter, since he is efficacious in exciting fruitful breezes, and since he becomes most northerly, and augments his peculiar influence when in Cancer, accordingly obtains his exaltation in that sign, and his fall in Capricorn.

એ પ્રમાણે આ મહીનામાં ગુરૂ exaltation માં ઉંચનો થવાથી મઇદીઓશહેમ ગાહાનબાર પડે છે. આ ગાહાનબારોનાં અનુક્રમ ઉપર હું ફસલી સાલનાં વીરોધીઓનું તેમજ દએ મહીનો પેહલો ગણનારાઓનું બંધેનું ધ્યાન ખેંચું છું કે કેવી કાબેલીઅત ગણત્રી ઉપર આપણાં ગાહાનબારો અને રોજ માહ જરથોશ્ત અને જામાસપે રચી આપ્યા છે. શું આ Astrology ઉપર રચાયલી કાબેલ બારીક ગણત્રોને દોઢ ડાહ્યાઓ ફકત એક coincidence સંજોગ તરીકે ગણવા માંગે છે?

હવે પાંચમી sign Leo ની મોકાબેલ પાંચમો મહીનો અમરદાદ. આ મહીનામાં કોઇ ગરેહ ઉંચનો થતો નથી તેથી કોઇ ગાહાનબાર

પણુ થતો નથી. પણુ અમરદાદ રોજ અમરદાદ મહીનાનું જશન થાય છે. આ Leo ની sign માં સુરજ પોતાનાં ઘરનો ગણુાય છે. અમરદાદ અમેશાસ્પંદ અમરગી ઉપર મોવકકલ છે. સુરજ પણુ અમરગ છે. આ Leo ની sign ને સદરાનાં ગરેબાન સાથે ઘણો નજદીકનો સંબંધ છે. છાતીનો એ બાજુનો sensitive ભાગ બૉક્ષીંગમાં બૉક્ષરોનાં Solar Plexus તરીકે જાણીતો છે અને Solar નામ ઉપરથીજ સુરજ સાથે સંબંધ જણુાય છે. સઘળી ૧૨ રાસીઓ શરીરનાં જુદા જુદા ભાગો સાથે સંબંધ રાખે છે, તે પ્રમાણે આ સદરાનાં જુદા જુદા સાંધા બનાવેલા છે, અને મોબેદોનો આખો પોષાક, માથાંની જાંહગીરી કોળાહથી, સદરા, કુસતી અને ચાંચનાં જોરા સુધી ૧૨ રાસી સાથે સંબંધ રાખે છે. એ ઉપરાંત આ Leo ની sign ગુપત વીદ્યાની ફીલસુફીમાં ઘણોજ અગતનો ભાગ બજાવે છે, પણુ તે ઉપર અતરે લખવું હું દરોસ્ત ધારતો નથી, નહીં તો ઘણાંઓ ચમકી જશે. ટુંકામાં એટલુંજ લખું છું કે આપણો ધરમ, આપણી ક્રિયાઓ અને આપણો સદરા કસતીનો પેહરવેશ તમામ રમઝ ભેદી ફીલસુફીથી ભરપુર છે, તેમાં Astrology અગતનો ભાગ બજાવે છે; તેટલા માટેજ આપણાં પેગમબરને અસલ લખનારાઓ "રમઝગો" કરી કેહતા હતા.

૬ થી sign Virgo કન્યા રાસી જેનો મોકાબેલ ૬ થો મહીનો શેહરેવર. આ મહીનામાં "પઇતીશહેમ" ગાહાનબાર થાય છે, તેનો સબબ કે આ મહીનામાં Mercury બુધનો ગરેહ exaltation માં ઉંચનો થાય છે. આ ઉંચનાં બુધના અસર તળે જનમેલાઓના બુધ્ધી ઘણીજ ઉંચી રહે છે, અને તેઓ મોટા orator ભાષણુ કરતા ઉપરાંત ઘણી ભાષાઓ, Astrology, અને ઘણી જાતની સાયંસ અને ફીલસુફીનો અભ્યાસ કરે છે અને કેતાબો અને બોહળાં વાંચણુનો ભારે શોખ રાખે છે.* તે ઉપરાંત આ Virgo ની sign માં ઘણાંખરા

* આ ચોપાન્યાના અહનાં લખનાર કમતરીન અભ્યાસી જે હજુ પોતે ઘણોજ જાહેળ અજ્ઞાન અભણ છે અને આખી જીંદગી અભ્યાસ કરતાં છતાં ખરા એલમનો ફકત એક કતરો–એલમનાં બોહળા દરીઆવનું ફકત એક ટીપું–હાંસળ કીધું છે પણ તેને પુણાના ખુણામાં એકાંત રહીને જુદી જુદી ભાષાઓ, વીદ્યાઓ, તવારીખ અને ગુપ્ત ફીલસુફીના અભ્યાસનો mania ઘેળાપણું લાગેલું છે અને દીવાનાની માફક કેતાબોમાંજ દતાઇ ગયલો છે તેનો સબબ પોતે Virgo ના sign માં જનમેલો હોવાથી અને તેજ sign મા ઉંચના બુધ exalted Mercury સાથે ચાર ગરેહો Mercury, Mars, Sun, Uranus પડવાને લીધે છે. અને Sun ની સાથે Neptune નું exact trine થવાને લીધે છે, અને Mercury ની સાથે Jupiter નું trine થવાને લીધે છે. આ બાબદ એસ્ટ્રોલોજીનાં શોખીણો માટે લખી છે.

સઘળા પેગમબરો અને મહાન વીદ્વાન પુરૂષો genius જનમ લે છે. આ Virgo ની sign આપણી કમરની કુસ્તીનાં આગળા ગાંઠ સાથે સંબંધ રાખે છે. Ptolemy ટૉલૅમી આ Virgo ની sign માં બુધ exaltation માં ઉંચનો થવા બાબદ લખે છે :–

Mercury is of a nature opposite to that of Venus, and is more dry: in opposition to her, therefore, he takes his exaltation in Virgo, in which sign the autumnal dryness makes its first appearance: and he receives his fall in Pisces.

ઉપલા ટૉલૅમીનાં ફકરા ઉપર ફસલી સાલનાં વીરોધીઓનું ધ્યાન ખેંચુછું કે Virgo ની sign માં જયારે શેહરેવર મહીનો આવે પછી Autumn પાનખર રૂતુ શરૂ થાય. જયારે હમણું પારસીઓ ફ્રેબરવારીની ઠંડીમાં પાનખર રૂતુ ઉપજાવે છે!

સાતમી તોલા રાસી sign of Libra જેની મોકાએલ ૭ મો મેહર મહીનો. આ Libra ની sign ને સદરાની તીરીની સાથે સંબંધ છે. "મેહર"ને અવસ્તામાં "મીથ્ર" કહેલો છે, જે ધનસાફ ઉપર મવકકોલ ફરેસ્તો છે, અને ચાહરમને દીને રશ્નને ફરેસ્તા સાથે તરાજવું લઇને રૂવાનનાં પાપ સવાબ તરાજુમાં તોલે છે. ઉપલો Libra બોલનો અરથ પણ "balance" યાને તરાજવું થાય છે. સંસ્કૃતમાં "તુલા," અરેબીકમાં "મીઝાન," ફારસી તરાઝુ, ખ્વારીઝમ ભાષામાં "તરાઝક," એ સઘળાંનો એકજ મીનીંગ છે. બીજુ, મીથ્રને ૩૦ રોજમાં વચલી જગા ઉપર મુકેલો છે અને ૧૨ મહીનામાં પણ વચલી જગાએ મુકેલો છે. મીથ્રનાં અવસ્તામાં ઘણા અરથો સ્કૉલરોએ પોતાની fancy પ્રમાણે કીધા છે. એક અરથ "medium" તરીકે પણ થાય છે અને આપણાં અવસ્તા સાહીત્યમાં મીથ્રને દાદાર અહુરમજદ અને ગેતીની પેદાયશ વચ્ચે medium તરીકે કાર્ય બજાવતો ફરેસ્તો જણાવેલો છે.* આ

* આ બાબદ જો "મીથ્ર"નો અસલ બાતેની અરથ સમજાઉં તો સઘળો ખોલાસો રોશણી માફક જણાશે કે "મીથ્ર"ને શું કામ વચલી જગા આપેલી છે, પણ તેને માટે એક આખો જુદો રેસાલો જોઇએ તે ભવીષમાં કોઇ દીવસે બાહેર પાડીશ. પણ "ઇલ્મે ક્ષનુમ"વાળાઓ "મીથ્ર"નો અરથ "વીચાર" એ પ્રમાણે કરે છે તે ખરો નથી. "વીચાર" બોલને માટે અવસ્તામાં ખોલ્લો શબ્દ "મત" છે, દાખલા તરીકે હુમત=સારો વીચાર, દુશમત=ખરાબ વીચાર. તેમજ

સઘળું જો ફસલી ગણુત્રી મુજબ મેહર મહીનાંને સાતમો અને autumnal equinox કે જે દીવસે પણુ દાહડો અને રાત સરખા થાય છે. તે સપટેમ્બરમાં મુકે તોજ મળી રેહ. બાકી હમણુાંની પારસીઓની હસવા જેવી ગણુત્રી મુજબ મેહર મહીનાંનાં મેહરંગાનનાં જશનને ૨૩ મી મારચે મુકો તો કદી બંધબેસતું થઇ શકે નહીં. હએ મહીનો પેહલો ગણુનારાઓ, આ સાતમો મેહર મહીનો જે વરસની અધવચ્ચે આવવો જોઇએ, તેની ગણુત્રી કેવી રીતે બંધબેસતી કરી શકશે ?

આ મહીનામાં "અયાથરીમ" ગાહાનબાર થાય છે, કેમજે આ Libra ની sign માં Saturn શનીનો ગરેહ exaltation માં ઉંચનો થાય છે.

Ptolemy ટાલેમી એ બાબદ નીચે પ્રમાણે કહે છે:—"Saturn, in order to preserve his station opposite to the Sun, in this respect, as well as in regard to their respective houses, obtains his exaltation in Libra, and his fall in Aries : since in all cases, the increase of heat must be attended by a diminution of cold, and the increase of cold by a diminution of heat.

આઠમી sign Scorpio જેની મોકાબેલ આવાં મહીનો. આ મહીનામાં કોઇ ગરેહ ઉંચનો નથી થતો તેથી કોઇ ગાહાનબાર નથી. પણુ આવાં મહીનાંનાં આવાં રોજે આવાં અરદેવીસુર અનાહીતનું જશન થાય છે. આ આવાં રોજ દસમો છે. અને એક ઘણી અજબ સરખામણી છે કે એજ Scorpio sign ની દસમી ડીગરીમાં એક તારાનો જુમખો Southern Cross નામનો છે. આ તારાના જુમખા-ના આકારને આવાં યસ્તમાં આવેલા અરેદવીસુર અનાહીતના વર્ણન સાથે સંબંધ છે. તે ઉપરાંત તેને ગુપ્ત વીદ્યા સાથે ઘણો નજદીકનો

---

અવસ્તાનાં સ્કૉલરો એનો અરથ "સુરજ," "પ્યાર," રોશણી," કોલ વચન, દોસ્તી, વગેરે કરે છે, તે સઘળા અરથો ખરા નથી. એનો ખરો અરથ primary મીનીંગ અને ગુપ્ત ફીલસુફી જ્યારે બાહર પડશે ત્યારે જણાશે કે "મીથ્ર"ને સઘળા યજદોમાં ાથી ચહતો દરજ્જો શું કામ અવસ્તામાં આપેલો છે અને દુનીઆની સઘળી પ્રજાઓ "મીથ્ર"ને શું કામ અહુરમજદથી બીજે દરજ્જે જેટલું માન આપતી હતી.

સંબંધ છે.* અને જો આ ફ્રસલી આવાં મહીનામાં-નકી કે હાલનાં આવાં મહીનામાં—ચોક્કસ પરેહજી અને ક્રીયાથી આવાં વસ્ત્ર મઋુીને ચાલીસ દીવસ સુધી કોઇ ચીલ્લો ચહરાવે તો તેની મોરાદ હાંસળ થાય, જેનો એ બાબદનાં ઉંડાણમાં જેઓ ઉતરીઆ હશે તેઓનેજ ખ્યાલ આવશે, અને અંગત અનુભવ હશે.

૯ મી sign Sagittarius જેની મોકામેલ આદર મહીનો. બૅબીલૅાનીઅન, Chaldæan ખાલ્દીઅન, એસીરીઅન અને યાહુદીઓ-માં "આદર" નામ તેઓનાં એક મહીનાંને લાગુ પાડેલું હતું. આ sign માં કોઇ પણ ગરેહ ઉંચનો નહીં થતો હોંવાથી આ મહીનામાં કોઇ ગાહાનબાર નથી. પણ આ આદર મહીનાંનાં ફ્રવરદીન રોજે ગુજરેલાંઓનાં રવાનો જેઓનાં રોજ માહ માલમ નહીં હોય તેઓની ક્રિયા આપણામાં થાય છે. આ દાહડો એજ મતલબે અસલ પ્રજીપ-શીઅનો અને બૅબીલૅાનીઅનોમાં નવેમ્બરમાં યાને આદર મહીનામાં પળાતો હતો. Mexico માં એજ દીવસ અસલથી યાદગાર છે. હમણા પણ એ દીવસ સુધરેલી દુનીઆમાં all souls' day તરીકે વપરાય છે. જો કે શું કામ વપરાય છે તેનું ગ્નાન ભુસાઇ ગયલું છે. અસલ ૨૩૪૪ B. C. નાં સાલમાં Deluge જગરેલ દુનીઆમાં ઘણે ઠેકાણે ફ્રરી વળેલી અને કરોડો માણસો એજ મહીનામાં મરી ગયલા તેઓનાં આત્માની શાંતી માટે ઘણી અસલ પ્રજાઓમાં અસલ-નાં વખતમાં ક્રિયા થતી હતી. આપણા ઇરાનમાં પણ એજ મતલબે સઘળા રવાનોની ક્રિયા આદર મહીનામાં થતી હતી, તે વંદીદાદની ૨ જી પરગરદમાં જણાવેલી રેલમાં માણસો મરી ગયલા તેઓની ક્રિયા આદર મહીનામાં થતી હોવી જોઇએ, જે હાલમાં તેની મતલબ ન સમજવાને લીધે તે દાહાડો જેઓનાં રોજ માહ માલમ નહીં તેઓનાં રવાનોની ક્રીયા થાય છે. અજબ સંજોગે હાલમાં armistice

---

* જ્યાં જ્યાં મેં લખ્યું છે કે "આ બાબદને ગુપ્ત વીદયા સાથે સંબંધ છે" કે "આ બાબદમાં છુપો ભેદ છે તે હું અત્રે લખી શકતો નથી," તે પ્રમાણે મારી લખવાની મતલબ એ છે કે આ બાબદ સાધારણ વાંચનાર માટે નથી, પણ જેઓ ગુપ્ત વીદયા અને ફ્રીલસુફ્રીના ઘણાજ ઉંડાણમાં ગયા હશે, તેઓજ મારી લખવાની મતલબ સમજી જશે અને તેઓની જાણ માટેજ ટુંકમાં કોઇ કોઇ ઠેકાણે મેં ઇસારો કીધેલો છે.

day છેલ્લી લડાઇમાં મરી ગયલાઓની શાંતી માટે સધળે નવેમ્બર મહીનામાંજ પળાય છે, એમાં પણ કંઇ કુદરતનો હાથ હશે.

૧૦ મી sign Capricornus જેની મોકામેળ દએ મહીનો. આ મહીનામાં મઇદયારેમ ગાહાનબાર પડે છે, કેમ જે આ મહીનામાં Mars મંગળનો ગરેહ exaltation માં ઉંચનો થાય છે. એ બાબદ Ptolemy ટૉલૅમી કહે છેઃ—

Mars possesses fiery nature, which receives its greatest intensity in Capricorn, in which sign this planet becomes most southerly; his exaltation is therefore placed in Capricorn, in opposition to that of Jupiter, and his fall in Cancer.

આ દએ મહીનામાં ગાહાનબાર ડીસેમ્બરની આખેરીએ થવાં જોઇએ તેને માટે અક્કલવાળા હુશીઆર પારસીઓ જુન મહીનાની અંદર વરસાદમાં કરે છે અને એવો ઉંધો ખ્યાલ રાખે છે કે એ વરસાદનાં ગાહાનબાર છે ! આ દએ મહીનામાં Winter solstice વખતે સુરજ મકર રાસી sign of Capricorn માં ૨૧ મી ડીસેમ્બરે દાખલ થાય છે, પણ હીંદુઓ મોટી રીતે મકર સંકરાંત ૧૩ મી જાનેવારીએ કરે છે. ૨૫ મી ડીસેમ્બરે પડતો Christmas નો તેહવાર જે અસલ Winter Solstice ની વખતે પડતો હતો તે હાલમાં લોકો ધારે છે તેમ Christ નાં જન્મનો દીવસ હતો નહીં. ક્રાઇસ્ત તો ૫ મી અકટોબરે જનમ્યો હતો. પણ એ તેહવાર જે મીથ્રનાં તેહવાર તરીકે અસલ ઇરાનમાં પળાતો હતો તે સુરજનાં નવા જન્મ દીવસ તરીકે જણાયલો હતો, અને ક્રાઇસ્તને પણ આ દુનીઆમાં રોશની ફેલાવનાર સુરજ તરીકે સરખાવીને ક્રીશ્ચીઅનોએ ક્રાઇસ્તનાં જનમ દીવસ તરીકે ક્રીસ્તમસ નામ આપ્યું હતું. ક્રાઇસ્તનાં જનમની બે હજાર વરસ અગાઉ પણ એ તેહવાર ઇજીપતમાં પળાતો હતો. ત્યાર પછી ઇરાનમાં શરૂ થયો અને ઇરાનથી Mithraism મીથ્રઇઝમનાં નામ હેથળ આખા યુરોપમાં ફેલાઈ છેક ઇસવી સન ૩૭૧ નાં વરસ સુધી પળાતો હતો.*

---

* આ તેહવાર યુરોપમાં અને ખાસ કરીને રોમમાં **Natalis Invicti Solis** યાને “ **the birthday of the unconquerable Sun** ” એવ નામે પળાતો હતો. ક્રાઇસ્ત પછી લગભગ ચારસો વરસ સુધી **Christmas** નામનો કોઈ તેહવાર હસતીમાં હતો નહીં, પણ જ્યારે રોમનોએ ક્રીસચીઅન ધરમ પકડયો ત્યારે આ અગતનાં અસલ તેહવારને તેઓએ **Christmas** નામ આપ્યું.

અસલનાં રોમનો જુલીઅસ સીઝર સુધ્ધાં, ખાસ મીથ્રનોજ ધરમ પાળતા હતા જે જરથોસ્તી ધરમને ઘણે દરજ્જે મળતો હતો. ક્રાઇસ્ત પછી લગભગ ચાર સદી સુધી મીથ્રનો ધરમ યુરોપમાં ચાલતો હતો, અને એક વખત તો એટલો જોરમાં ફેલાયો હતો કે આખું યુરોપ છેક ઇગ્લંદ આયરલૅંદ સુધી Mithraism નાં નામ હેથળ જરથોસ્તી ધરમને મળતો ધરમ પાળતું હતું, અને તે મીથ્રઇઝમનાં ધરમને ક્રીસ્ચીઅનો તરફથી છેલ્લો ફટકો ઇસવી સન ૩૭૧ માં પડયો નહીં હતે તો ઘણો લાંબો વખત સુધી આખા એશીઆ અને યુરોપમાં જરથોસ્તી ધરમને ઘણે દરજ્જે મલતો મીથ્રનો ધરમ ચાલુ રેહતે. આ મીથ્રનાં ધરમનાં મકાનો આખા યુરોપમાં જગે જગ બંધાંયાં હતાં, અને આ Mithraism ની mysteries છુપા ભેદો આપણાં માજીઓ યાને મગવોનાં હાથમાં હતા. આ લખાણમાં આગળ જણાવ્યા મુજબ ઘણાં અસલનાં વખતમાં ઇજીપતમાં મીથ્રનું મકાન હતું. આપણી અગીઆરીને પણ દરેમેહર એટલે "મીથ્રનો દરવાજો" અથવા મકાન કહે છે. મીથ્રનાં મકાનોનાં ખંડીએરો અને મીથ્રનાં પુટળાં હાલમાં પણ ઘણે ઠેકાણે યુરોપ અને એસીઆમાં મલે છે. ઇરાનમાં કેરમાનશાહ શેહર આગળ આવેલા તાકે બોસ્તાનનાં પાહાડ ઉપર જે પુતળું કોતરેલું છે જેને સ્કૅાલરો ખોટી રીતે જરથોસ્તનો આકાર ધારે છે, અને બધા પારસીઓ ખોટી રીતે જરથોસ્તની તસવીર તરીકે થોકી બેસાડે છે, અને જેની નકલ પારસીઓનાં ઘરોમાં હાથમાં લાકડી સાથની જરથોસ્તની તસવીર તરીકે બીરાજે છે, તે જરથોસ્તની તસવીર નથી પણ મીથ્રની તસવીર છે; અને તે યુફ્રેતીસ નદીની પેલી બાજુ Taurus તૅારસ પાહડોની હારવાલા "નીમરોદ ડાઘ" નામના પાહડ ઉપર બાંધેલાં મીથ્રનાં મકાનમાં એક તસવીર કોતરેલી હતી અને જે હજી તે ઠેકાણે છે, તેની સાસાન્યન જમાનામાં થયલી આબેહુબ નકલ છે. આ મીથ્રની તસવીર Antiochus I of Commagene નામનો પાદશાહ જે Cappadocia કેપેદોસીઆનાં મુલકમાં રાજ કરતો હતો, અને જે ક્રાઇસ્તની આસરે ૫૦ વરસ અગાઉ થઇ ગયો, અને જે મીથ્રનો ધર્મ પાળતો હતો, તેને કોતરાવી હતી. તેની કેટલીક સદીઓ પછી સાસાન્યન જમાનામાં "તાકે બોસ્તાનના" પાહડ ઉપર ઉપલી મીથ્રની તસવીરની આબેહુબ નકલ થઇ હતી. પણ પારસી સ્કૅાલરો, અને ખાસ કરીને દાકતર ધાળા, જેવણે ઇરાનમાં તે જોઇ આવ્યા પછી, જરથોસ્તની તસવીર તરીકે મજબુતાઇ

થી ધારે છે, તેઓ ઘણી મોટી ભુલ કરે છે. અને તે નકલ ઉપરથી હાલમાં પારસી ચીતારાઓનાં imagination માંથી પડેલી તસવીર જેમાં જરથોસ્ત સાહેબને હાથમાં લાકડી અને આતશનો ગોળો આપી ને કદર બીહામણી રીતે ઉભા રાખેલા છે, તે તસવીર બીલકુલ ખોટી છે અને બીલકુલજ artistic નથી. હજુન ક્રાઇસ્તની સબી યુરોપીઅન ચીતારાઓ ઘણી આરતીસ્તીક પાડે છે. બાકી જરથોસ્તની તસવીર ઇરાનમાં કોઇપણ પાહદ ઉપર કોતરેલી છે એમ ધારવું એ બીલકુલ જરા પણ grounds આધાર વગરનું છે. ઘણું અજબ જેવું છે કે પારસી સ્કૉલરો વટીક તવારીખી સાહદતોની મદદ નહીં લેતાં sentimental ખીઆલને પકડી બેસે છે. ઉપલા તાકે બોસ્તાનનાં કોતરકામનાં ઉપર જણાવેલા આકારની તસવીરની નીચે કાંઇપણ લેખ નથી, અને તેને જરથોશ્તની તસવીર તરીકે ધારી લેવાનાં ટેકામાં એકપણ તવારીખી સાહદત નથી. પણ તે મીથ્રનો આકાર છે એમ કેહવાનાં ટેકામાં તવારીખી સાહદત છે. તે છતાં તેને જરથોસ્તની સબી ધારી લેવામાં અવસ્તાનાં સ્કૉલરો અને આખી પારસી કોમ ગંભીર ગફલતી કરે છે.

હવે મુળ બાબદ ઉપર આવતાં, ૧૧ મી sign Aquarius જેની મોકાબેલ બહમન મહીનો. આ મહીનામાં ગાહાનબાર પડતો નથી કેમજે કોઇ ગરેહ ઉંચનો આ રાસીમાં થતો નથી. પણ બહમન રોજે બહમનીઆનનાં પરબનું જશન થાય છે. હવે બહમન ૨ જો રોજ છે, અને Aquarius ની sign ની ૨ જી દીગરીમાં goat's horn નામનો એક તારો આવે છે. બહમન અમશાસ્પંદને પણ બકરા મેંઢા સાથ સંબંધ અવસ્તામાં બતાવેલો છે.

૧૨ મી અને છેલ્લી sign Pisces, જેની મોકાબેલ ૧૨ મો મહીનો સ્પંદારમદ. આ Pisces ની sign મીન રાસી મોબેદોનાં ચાંચવાલા જોરાની સાથે સંબંધ રાખે છે. Pisces નો અર્થ fishes થાય છે. અને એ sign નો આકાર પણ બે માછલી અને તેની ચુંધના જેવો છે, તેથી કદાચ તેવા symbol આકારનાં ચાંચનાં જોરાની રસમ અસલ દાખલ થયલી હોવી જોઇએ. ઇરાનમાં હાલમાં પણ જે સફેદ કપરાંનાં જોરા વપરાય છે જેને "મલકી" કહે છે તે આબાદ તેવાજ ધાતનાં હોવા ઉપરાંત આગળ માછળીની ચુંધનાં આકારની ચામરાની ચુંઈ મુકે છે. આ મહીનામા ફરવરદેગાનનાં દીવસો અને "હમસ્પથમઇદી-

એમ" ગાહાનબાર પડે છે, કેમજે આ મહીનામાં Venus શુક્રનો ગરેહ exaltation માં ઉંચનો Pisces ની sign ની ૨૭ મી દીગરી ઉપર થાય છે, અને બરાબર તે ટાંકણે મુકતાદ ૨૬ મે દીવસે શરૂ થાય છે. Venus ઉંચનો exatlation માં થવા બાબદ Ptolemy ટૉલૅમી લખે છેઃ—

Venus is of a moist nature and becomes chiefly moist in a watery sign Pisces. Under that sign a dampness begins to be perceptible in the atmosphere: and Venus, from being in that sign, derives an augmentation of her own proper influnce: her exaltation is conse quently placed therein, and her fall in Virgo.

ઉપલા ૧૨ રાસીનાં અને ૬ ગાહાનબારનાં ખોલાસા ઉપરથી માલુમ પડે છે કે જરતોશ્ત અને જામાસ્પે કેટલી scientific રીતે આપણાં રોજ માહ ગોઠવી આપેલા છે, અને હેરત ઉપજાવે એવું Astrology નું જ્ઞાન તેમાં બતાવેલું છે, જે Astrology નું જ્ઞાન ધરાવનારને વધારે સમજ પડશે.* ઉપલો ૧૨ રાસીનો અનુક્રમ યાને ફ્રવરદીન મહીનો ૧ લો અને મેહર મહીનો ૭ મો બરાબર છે. દએ મહીનો ૧ લો ગણુવાવાલાઓની sentimental તકરાર બીલકુલ તક-લીદી છે. મરહુમ વિદ્વાન ખરશેદજી કામા અને હાલનાં કેટલાક પારસી

* "જામે જમશેદમાં બીજા એક થીઓસોફીસ્ત મી. ધનજીભાઇ કુરલેવાલાએ એવી મતલબનું લખેલું કાંઈ મારા વાંચવામાં આવેલું મને યાદ છે કે આપણામાં Solar year નહીં હતું પણ Sidereal year હતું. આ વાત ખરી નથી. આપણામાં Solar year હતું. હાલનાં જમાનાના સાયન્તીસ્તોએ Solar year ૩૬૫.૨૪૨૨ દાહડાનું ઠરાવ્યું છે. અને તેજ બરાબર ડેસીમલ પૉઇંતની ગણત્રી પ્રમાણેનું Solar year પીરામીદમાં બતાવેલું છે અને તે ગણત્રી વંદીદાદની બીજી પરગરદનો લખનાર સારી રીતે જાણતો હતો. Pyramid માં ત્રણ જાતનાં વરસ બતાવેલાં છે. Solar year, Sidereal year અને Orbital year. હમણાંના પારસી થીઓસોફીસ્તોએ આપણાં અસલ બાપદાદાઓને જંગલી નહીં ધારવા. અસલ સાયંસ હમણાંના કરતાં ઘણું આગળ વધેલું હતું. ફસલી સાલની ઘણીજ સાયંતીફીક ગણત્રી નહી સમજનારાઓમાં મુખ્ય પારસી થીઓસોફીસ્તો અને કેટલાક દસતુરો છે, અને બેહદીનો દસતુરોને ધરમ સમજાવે એવો જામાસ્પીમાં જણાવેલો આખર જમાનો આવેલો છે.

વિદ્વાનો એ બાબદ ઘણી મોટી ભુલ કરે છે. આજ મહીનાંઓનાં order પેહલવી કેતાબોમાં છે, તેને ઉલટાવવાનો આપણને હક નથી. જેઓ શેહનશાહી કે કદમી ગણત્રી ખરી સમજે છે તેઓની આ લખાણ પછી જો ખાતરી નહીં થાય તો પછી તેઓનાં જડ માથામાં હથોરી લેઇને ખીલો ઠોકયો હોય તોપણ ઉતરવાનું નથી. અને વળી જેઓ અવસ્તા અને પેહલવી લખાણોને ખોટા ગણે છે તેઓને ખ્યાલ નથી કે આપણું સાહીત્ય જો કે નાશ પામ્યું છે, અને ઘણુંજ થોડું બાકી છે તોપણ ઘણુંજ કીંમતી છે. જરથોસ્ત અને તેનાં ચેલાઓ કરતાં પોતાને વધારે હુશીઆર અને ડાહપણવાલા ખપાવતા કેટલાક પારસી લુકમાન હકીમો, સાકરેતીસો અને અફલાતુનો, ખરા અભ્યાસીઓની નજરમાં પોતાને હસવા જેવી હાલતમાં મુકે છે. જેઓ વંદીદાદનાં લખાણને ઢંગ તરીકે ગણે છે અને ઘણાં પાછળ લખાયલા ગણે છે તેઓને હું ભવીષમાં સાબેત કરી આપીશ કે ખાસ કરીને વંદીદાદની બીજી પરગરદનાં લખનાર યાતો જરથોસ્ત અને જામાસ્પ પોતે હોવા જોઇએ અથવા તો Astrology નું ઉંડું જ્ઞાન ધરાવનાર અને અને Pyramid ની mysteries માં initiate થયલા કોઇ મહાન Master ને હાથે લખાયલી હોવી જોઇએ. જ્યારે ભવીષમાં કોઇ વખતે તે પરગરદમાં આવેલો શબ્દ "ચરેતુ-દ્રાજો" અને બીજા ગુંચવણ ભરેલા ફકરા ઉપર રેસાલો લખીશ ત્યારે આ મારા લખવાની પુરવારી આપીશ, અને વંદીદાદને હસી કાઢનારાઓને ચુપ કરીશ.

છેલ્લાં, જેઓ ફસલી સાલની વિરૂધ લખાણો લખે છે અને વાયજીઓ આપે છે, અને કેટળાકો દસતુરોમાં ખપે છે, અને અસલ દસતુરનો દરજ્જો મોટા એલમી દીનથી વાકેફગાર વીદ્વાનોને અપાતો હતો, તે "દસતુર" નું મોટું નામ ધરાવનારા જામાસ્પીમા જણાવેલા આ આખર જમાનાંનાં "દસતુરે ઇન ઝમાન" દસતુરાન દસતુરોમાં ખપે છે તે છતાં દીનનાં એલમની બાબદમાં પોતાનું આવું અજ્ઞાણપણું જાહેરમાં દેખડાવે છે, અને જરથોસ્ત અને જામાસ્પે ગોઠવી આપેલા ફસલી રોજ માહ ખોટા પાડવાની શેખી કરે છે, તેઓ માટે બેહતર રસ્તો એ છે કે પોતે ભણેલા નહીં હોય તો ધર્મને લગતા સવાલોમાં માથું મારવું નહિં.

હજી ઇરાનીઓને શાબાશ છે કે જે ઇરાનીઓને હુશી પારસીઓ મશ્કેરીમાં "જંગલી ઇરાની" કરીને કહે છે તે "જ ઇરાનીઓએ" ઇરાનમાં અને મુંબઇમાં શીખેલા હુશીઆર ફેશને સુધરેલામાં ખપતા પારસીઓ કરતાં વધારે અકળ બતાવીને a જરૂરી સુધારો દાખલ કરવાની પેહલી આગેવાની લીધી જેનું સઘળું માન ઇરાનમાં અરબાબ કેખશરૂને અને મુંબ મી. દીનશાહ ઇરાના સોલીસીટરને ઘટે છે. "જામે જમશેદ" અને "કૈ હીન્દ" પણ પોતાની ફરજ ઠીક બજાવી છે કે આ સવાલની તકરાર પોતાની કતારો ખુલ્લી મુકી છે.

આ લખાણમાં મેં સઘળા અવસ્તા પેહલવીનાં ફકરા આપ્યા ન કેમજે સઘળા ફકરાઓ અવસ્તા પેહલવીનાં સ્કૉલરોને સારી રોશણ છે અને સાધારણ વાંચનારને માટે લગભગ સઘળા ફકર અત્યાર અગાઉ બીજા અભ્યાસીઓએ પોતાનાં લખાણમાં " જમશેદ " માં આપ્યા છે.* પણ આ તકરારી ફસલનાં સવાલને જુ રોશણીમાં બતાવવાનો મેં ઠરાવ કીધો. તેથી આ બાબદને મેં ( આસપાસની તવારીખ અને સાયંસની મદદથી અને ખાસ ( Astrology ની વીદયા અને પીરામીદનાં† બાંધકામની ઘણીજ સા

---

* પાછળથી આ સઘળા મતો મી૦ હોશંગ અંકલેસરીઆએ ફોર્ટ પ્રી પ્રેસમાંથી છપાવી ચોપાન્યાનાં આકારમાં બાહર પાડયાં છે.

† આ આખા ચોપાન્યામાં મેં પીરામીદની ગણત્રીની જગેજગ નોંધ કીધ તે ઉપરથી વાંચનારે એમ નહીં ભુલાવો ખાવો કે પીરામીદનાં બંધાવનારાઓ જુ હતા. હા, આ વાત ખરી છે કે બાંધનારા મજુરો ઇજીપશીઅન ગુલામો હતા. બંધાવનાર અને તેનો design કરનાર મહાન ઇજનેર મોટો master-ger પાદશાહ અને પેગમબરનાં દરજજે પુગેલો, જુદદીન નહી હતો, પણ માજદીઅ હતો. તે આપણો જમશેદ પાદશાહ હતો. તે ઇજીપતમાં પેહલાં રાજ કરતો હતો પણ ઇજીપતની બાહર ઇરાનની સરહદ ઉપરનાં મોલકનો રાજા હતો, અને પીઃ બાંધવાની ઉંડી મતલબ ખાતર ઈજીપતમાં હુમલો લેઇ જઇને ઇજીપત જીત રાજ કરી પીરામીદ બાંધી હતી. તે અને તેનાં વારેસે ઇજીપતમાં ૧૦૬ વરસ કીધું. પણ ખુદ ઈજીપશીઅનો તો એ બે જણાંને ધીકારતા હતા, કેમજે તેઓએ પશીઅનોનાં મુરતી પુજા અને દેવતાઓની પુંજાના ઘરમનાં મકાનો બંધ કરી ν માજદીઅસની ધર્મ ચાલુ કીધો હતો. આ બાબદ આની પછીનાં ચોપાન્યામાં લંબાણથી સમજાવીશ.

ફીક ગણત્રીની મદદથી નવીજ રોશણીમાં સમજાવવાની કોશેષ કીધ
છે, અને તેમાં કેટલીક અત્યાર સુધી નહીં જણાયલી નવી બાબદો આ
original શોધખોળો ઉપર વાંચનારનું ધ્યાન ખેંચવાની humbl
અદનાં કોશેષ કીધી છે, અને તે કોશેષમાં હું થોડો પણ ફાવ્યો હોઉં
કે નહીં તેનો તોલ કરવાનું જે ગ્નાની વાંચનાર હશે તેની સમજ શક
ઉપર છોડું છું. હું પોતે તો ફકત આ ફસલની બીકત બાબદ ઉપ
એકાંત ખુણામાં કીધેલા ઘણુંજ કમતરીન અધુરા નાકેસ અભ્યાસ
થોડુંક ફળ આપવાનો સંતોષ લઉં છું. અને તે ફળ હજી કાચ્ચું છે
પણ તે ખાટું છે કે મીઠ્ઠું છે તેનો સવાદ ખાનાર જાણે. આ લખા
ફકત એક outline છે. જેટલો હું ખાહેશ રાખતો હતો એટલ
ઉંડાણમાં હું ઉતરીઓ નથી, કેમજે આટલું પણ કેટલાક વાંચનાર
જરપત થશે નહીં.*

છેવટે આશા રાખું છું કે પારસી કોમ આ ઘણોજ જરૂરી સુધારે
સુધારો નહીં પણ પેગમ્બર સાહેબનું અસલ ફરમાન અને અસલ રસમ પાછ
કોમમાં દાખલ કરશે. એમાં કાંઇ આપણે યુરોપીઅનોની નકલ કરીશું
નહીં, પણ જરથોસ્ત, જામાસ્પ અને બીજા જાયનશીનોની નકલ
કરીશું. જો પારસીઓએ પોતાની દીન જાળવી રાખવી હોય અ
આપણી મોતેબર અને ઘણીજ સાયંતીફીક અને ફીલૉસૉફીકલ ક્રીયા
ઓની અસર જરા પણ મેળવવી હોય,—જો કે ક્રિયા કરનારાઓ તે
બીલકુલ નાલાયક છે—તોપણ સેતારાઓ અને ગરેહો તરફથી મૅગને
ટીઝમનો પ્રવાહ અથવા ખોરેહ થોડું પણ મેળવવું હોય તો ફસલ
રોજ માહ અખત્યાર કરવો. બાકી નહીં તો તમામ ક્રિયાઓ પાછળ
ખર્ચાયલા પૈસા ફોકત પાણીમાં જાય છે, અને તેનું કાંઇપણ ફળ
ઉપજતું નથી. એવી કવખતની ક્રીયાઓ બંધ થયલી બેહતર છે
એવા હંબગ ગાહાનબારો અને કવખતનાં જશનોનું ઝનુન બંધ થવામ
વધારે ફાયદો છે.

રૂસ્તમ ના. ધ. બનાજી
કૅમ્પ પુનાં. સપટેમ્બર ૧૯૨૬

* આ ચોપાન્યું જો પારસી કોમને પસંદ પડશે તો આનાં supplementary ચોપાન્યા તરીકે આ બાબદનાં સાંધણમાં નીચલી બાબદનુ ચોપાન્યું છપાવી બહા પાડવાની મારી ખાહેશ છેઃ— "વંદીદાદની ૨ જી ફરગરદનાં ભેદ ભરેલા ફકરાઓને આજનાં જમાનાંની સાયંસ અને ઈજીપતની પીરામીદની રોશણીમાં ખોલાસો. પીરામીદને બંધાવનાર અને જમશેદ પાદશાહ એકજ હતા."